શ્રીગણેશાય નમઃ

# મેડીશીન ટીચર

યાને

# ઔષધનો શિક્ષક.

## પ્રકરણ. ૧

એક વખતે ગુરૂ અને શિષ્ય બન્ને બેઠા બેઠા તત્વજ્ઞાનની વાતો કરતા હતા તેમાં વાત કરતાં શિષ્યે ગુરૂને પૂછ્યું. ગુરૂજી એ બધું તો જાણ્યું કે ઠીક છે અને તે તત્વજ્ઞાન તો આપે મને સંપૂર્ણ શીખવ્યું. હવે તેમાં જાણવાનું કંઇ પણ રહ્યું નથી, પરંતુ તેમાં તો માત્ર પોતાના આત્માનુંજ કલ્યાણ છે પરનું કલ્યાણ નથી. પારકાનું કલ્યાણ કરવું એતો મનુષ્ય માત્રનો ધર્મ છે. મનુષ્યના દેહમાં જે દેહધારી પુરૂષો કે સ્ત્રીઓ પારકાનું કલ્યાણ કરતાં નથી તે તદન પશુવત છે. જુઓ મહારાજ પૂર્વે બ્રહ્માએ ચાર વેદ રચ્યા પણ તેમણે તેની સાથે આયુર્વેદ રચ્યો તેનું શું કારણ? મને તો એમ લાગ્યું કે તે પણ પરમાર્થ કરવાને માટેજ. કારણકે જ્યારે સૃષ્ટિક્રમ ચાલશે ત્યારે વ્યવહારમાં લોકો દુઃખીતો થશેજ. જ્યારે દુઃખી થશે ત્યારે તેમને ઇલાજ લેવાની જરૂર છે માટે તેમણે આયુર્વેદ બનાવી દીધો. હવે જ્યારે તેમણે આયુર્વેદ બનાવ્યો ત્યારે તેમની પાસેથી પરમાર્થ કરવા માટે ઇંદ્ર શીખ્યા. પછી ક્રમવાર દક્ષ પ્રજા-

પતી. તેમની પાસેથી અશ્વની કુમાર અત્રી રૂપી તથા કુમાર ચરક સુશ્રુત વગા તેમની પાસેથી ભાવમીશ્ર અને ભાવમીશ્રે પોતાની પછી પોતાના ૪૦૦ શીષ્યોને આ આયુર્વેદનું અવલોકન કરાવ્યું અને ત્યારપછી સ્રષ્ટી ક્રમમાં આયુર્વેદ ચાલતો થયો તો ગુરૂજી આ ઉપરથી એમ થયું કે જ્યારે અગાઉ દેવો રૂષીઓ અને મોટા માહાત્માઓ તેમને પણ પરમાર્થીક કાર્યની તો જરૂર છે તો પછી આપણને તો હોય એ વાસ્તવીક છે. વળી ગુરૂજી ! બીજું હાલ કળીયુગના જમાનામાં અને વળી અંગ્રેજ શરકાર જેવા નીતીવાન અને વળી સંપૂર્ણ રીતે પ્રજાની લાગણીઓનું અવલોકન કરનાર મહાન પ્રતાપી રાજ્યમાં ઠેકાણે ઠેકાણે ગરીબોને માટે ધરમાદા દવાખાનાં ઊઘાડવામાં આવેલાં છે અને હજારો ગરીબોને ધરમાદા દવાનો ઉપયોગ છુટથી કરવાનો મળેલો છે. એ કેટલું પરમાર્થીક કાર્ય છે. માંહારાજ આવા રાજાઓ દુનિયામાં ઓછાજ થયા હશે કહોકે ક્યાં વિલાયત અને ક્યાં હિન્દુસ્તાન જેવા એક દુર દેશમાં રાજ્ય કરતાં બીજી કોમના અને પર ધર્મના માણસો ઉપર પોતાનો દયાનો કેટલો પૂર્ણ આવિર્ભાવ છે. એ તેના નેકીરાજ્યની બલીહારી છે કે એક ગરીબને અને તવંગર, વાઘ અને બકરી બનેને સરખો ન્યાય પણ મળે છે. માટે મહારાજ મને પણ પરમાર્થીક કાર્ય કરવાની અભિલાષા છે અને તે વગર માણસની મુક્તી થતી નથી માટે આયુર્વેદનું અવલોકન કરવાની માહારી સંપૂર્ણ જીજ્ઞાસા છે તો હું આપને જે જે સવાલો પુછું તેના પ્રશ્નો આપ મને આપવા સમર્થ છો. માટે કૃપા કરી બતાવો.

શિષ્ય—મહારાજ હાલના જમાનામાં ચાલતી દરેક ભાષાઓનું આપે તો અવલોકન કરેલું છે ત્યારે વૈદક શાસ્ત્ર

છે તે પણ જુદી જુદી દરેક ભાષામાં હશે કે કેમ ?

ગુરૂ—હા ભાઇ, વૈદકશાસ્ત્ર પણ જુદી જુદી ભાષાઓમાંછે. અંગ્રેજી, ગુજરાતી, હીન્દી, ફારશી, મરાઠી, માગધી, બંગાલી વગેરે બીજી બીજી ભાષાઓમાં છે, પણ તારે તો તે દરેક ભાષાનું અવલોકન કરવાની જરૂર નથી. માત્ર તારેતો ગુજતીમાંજ જાણુવાની જરૂર છે.

શિષ્ય—ત્યારે મહારાજ આપ ગુજરાતીમાં શીખવાનું બતાવોછો પણ આયુર્વેદતો બધો સંસ્કૃત ભાષામાં છે.

ગુરૂ—ભાઇ આયુર્વેદ સંસ્કૃતમાં છે પણ હાલ ઘણા વખતથી કેટલાક વિદ્વાનોએ તે ગ્રંથોને ટીકા સાથે ગુજરાતીમાં લખેલો છે એટલે તે શીખવાની તને મહેનત નથી એવા ગ્રંથો આયુર્વેદના રચેલા છે.

શિષ્ય—મહારાજ. એ ટીકાવાલા આપે જે ગ્રંથો કહ્યા તે ગ્રંથો કયા હશે.

ગુરૂ—ભાઇ, પહેલાં તો વૈદ્યવલ્લભ, વૈદ્યજીવન, યોગ શત ગુટીકા અધીકાર વગેરે પણ આ ગ્રંથો નાની વયના છે અને તેનાથી મોટા છે તે સાંભળ. સારંગધર સંહીતા, માધવનિદાન, ભાવપ્રકાશ, વાગભટ, હારીત સંહીતા, રસેન્દ્રચિન્તામણી, આર્ય ઔષધ, આર્ય ભિષેક, યોગ ચીંન્તામણી. વગેરે બીજા ઘણા છે તેમાં મુખ્યતો ચરક સુશ્રુત છે. વળી એક ચીકીત્સારનો પણ છે. ચીકીત્સાલ્મી છે. બીજા ઘણા છે. વળી માધવ નિદાનમાં લખેલું છે. ચીકીત્સામાં ચરક શ્રેષ્ઠ. નિદાનમાં માધવ શ્રેષ્ઠ અને ઔષધોપચારમાં શુશ્રુત શ્રેષ્ઠ છે.

શિષ્ય—મહારાજ આપે આ ગ્રંથો બતાવ્યા તેતો સંસ્કૃત છે પણ અંગ્રેજીમાં કોઇ હશે ?

ગુરૂ—હા, અ ગ્રેજીમાં પણ છે. મેટેરીઆ મેડીકા, પ્રેક્ટીસ ઓફ મેડીસીન, સર્જરી ફારમા, કોપીઆ ફારમા, કોપીઆ ફોર્મ્યુલા, તથા સકવાર કમ્પેનીઅન ટુ ધ પ્રીટીસ ફારમા કોપીઆ વગેરે તેમાં પણ ઘણા છે.

શિષ્ય—મહારાજ તમે જે ઉપર ગ્રંથો બતાવ્યા તેમાં દેશી અને અ ગ્રેજી રીતીમાં ફેર હશે વારૂ?

ગુરૂ—હા ભાઇ ફેર એટલોજ છે કે, અંગ્રેજી દવાઓ ઘણે ભાગે અર્કના રૂપમા આવેછે અને દેશીની ઘણે ભાગે વડા વડીઓ ચૂર્ણો વગેરે હોય છે. પણ ભાઇ એટલું તો છે કે દેશી દવાઓને અસર કરતાં જેટલી મુદત લ.ગે છે તેટલી મુદત વિલાયતી દવાઓને જોઇતી નથી. કારણકે અર્કથી વનસ્પતીઓનાં સત્વ કાઢી લીધેલાં હોય છે તેથી તે સત્વ જલદી અસર કરે છે.

શિષ્ય—ત્યારે આ બે રીતીથીજ દવાઓ લોકો કરતા હશે?

ગુરૂ—ના ભાઇ એતો જાણે કે છે પણ હાલમાં વળી એક અંગ્રેજ વિદ્વાન ડાકટર હાનીમાન થોડા વખત ઉપર થયાં તેમણે વળી એવી એક પદ્ધતીનો શોધ કર્યો છે તે તો ભાઇ એક ખરેખર વિચારવા જેવું છે જો કે આપણી દેશી દવા સ્વાદમાં કડવી તીખી તુરી હોય છે અને વળી તેનું ખાવાનું પ્રમાણુ પણ એટલું હોય છે કે આખા ફાકાના ફાકા મારવા પડે છે. વળી અંગ્રેજીમાં પણ કડવી તીખી તુરી ખાટી હોય છે અને દવા પીવાની તે પણ એક ઔંસનો આશરો હોય છે. પણ આ દવાતો એવી છે કે તે તને આગળ સમજાશે.

શિષ્ય— મહારાજ તે કેવી પદ્ધતીની દવાઓ હશે સ્વાદમાં કેવી હશે વગેરે મને જણાવો મહારાજ.

ગુરૂ—ભાઇ તે દવાઓનો શોધ ડાકટર હાનીમાને કરેલો છે તે પદ્ધતીનું નામ હોમીઓપાથીક છે. એ હોમીઓપાથીક દવાઓ સ્વાદમાં ગળીજ હોય છે અને ખાવાનું માપ માત્ર ૧ થી ૨ ગ્રેનજ હોય છે.

શિષ્ય—ત્યારે મહારાજ આપણી એલોપેથીક પદ્ધતીમાં અને હોમીઓપાથીક પદ્ધતીમાં ફેરફારી શું હશે.

ગુરૂ—ફેરફારી તો એ કે એલોપેથીક જે આપણી પદ્ધતીની દવાઓ છે તેને હોજરીમાં જઇને પાચન ક્રોયા કરવી પડે છે. હોમીઓપાથીક જીભ ઉપર મુકી કે રસ ચૂશણી શિરાઓ જે જીભમાં રહેલી છે તે વાટે તુરતજ બ્રેન Brain એટલે મગજ ઉપર અસર કરે છે અને જલદી લોહીમાં મળી જાય છે જેથી એલોપેથીક દવા એક દીવસમા શરીરમાં અસર કરેતો હોમીઓપાથીક પાંચ મીનીટમાં અસર કરે છે. અને પચનેન્દ્રીયમાં જવું પડતું નથી.

શિષ્ય—મહારાજ ત્યારે એ પદ્ધતી શું આપણા સંસ્કૃતમાં નહી હોય ?

ગુરૂ—ભાઇ છે. એક શ્લોકમાં લખેલું છે. **महात्यये मद्यपानं अतिसारे विरेचनम् ॥** જે દવા અતીસાર કરતી હોય તેજ દવાથી અતીસાર મટે ત્યારે હવે તું સમજ્યો કે હોમીઓપાથીક પદ્ધતી એવી છે કે જે દવાથી જે રોગ થાય અને તે દવાથીજ તે રોગ મટે એટલે આપણામાં પણ તે છે પણ ભાઇ આપણે દીનપર દીન આળસુ થયા અને ગોરા લોકો ઉદ્યમી છે હમેશાં નવો શોધો કર્યા કરે છે તેથીજ તે સુખી છે.

શિષ્ય—ત્યારે મહારાજ આ તો એમ થયું કે આ૰ પણી હાલ જે રીતીથી દવાઓ અપાય છે અને અંગ્રેજીની પણ જે રીતીથી દવા અપાય છે તે એલોપાથીક દવા. અને આ બીજી રીતી હોમીઓપાથીકની કેમ ?

ગુરૂ—હા. ભાઇ.

શિષ્ય—ત્યારે આ બે રીતી સીવાય વળી બીજી કોઇ રીતની દવાઓ હશે ?

ગુરૂ—હાલમાં વળી ત્રીજી એક જાતની દવાઓ નીકળી છે ?

શિષ્ય—ત્યારે એ દવાઓ બનાવનાર કોણ છે ? મહારાજ.

ગુરૂ—ભાઇ એ દવાઓની રીતો તો હોમીઓપાથી-કની છે અને તેનો બનાવનાર ડાકટર શુસ્લર છે. તે દવાઓ-ના બાયોકેમીસ્ટ્રીની દવાઓ કહે છે. કારણકે વડોદરામાં **श्रेयः साधक अधिकारी वर्ग** તરફથી જે. જે. કણીઆ B. A. એમણે પોતે ઘણા ગ્રંથોનુ અવલોકન કરીને એક પુસ્તક રચ્યું છે તેનું નામ બાયોકેમીસ્ટ્રી છે.

શિષ્ય—ત્યારે એ બાયો કેમીસ્ટ્રી (Bio Chemistry) ની બુકમાં કેવી દવાઓ છે મહારાજ.

ગુરૂ—ભાઇ બાયો કેમીસ્ટ્રીની ( Bio Chemistry ) બુકમાં ફક્ત બાર દવાઓ છે અને તે હજારો બ્યાધી ઉપર આપવામાં આવે છે. અસર કરવામાં તાત્કાલીક છે જેવી રીતે હોમીઓપાથીક દવાઓ એક દવા ઘણા રોગપર ચાલે તેમ આનું પણ તેવી રીતેજ છે.

શિષ્ય—મહારાજ ત્યારે આ ઉપરાંત વળી બીજી કોઇ રીત હશે ?

ગુરૂ—હા એક કોમીઓપાથીક ( કાચના પ્રયોગોની ) છે તેથી દરદો મટે છે.

શિષ્ય—બીજી રીત વળી હશે ?

ગુરૂ—ના ભાઇ માહારા સમજવામાં તો માત્ર આજ છે તે શીવાય બીજી નથી.

શિષ્ય—ત્યારે આ બધી દવાઓ કદાપી આપણે લાવવી હોય તો કયાં મળે ?

ગુરૂ—મુંબાઇ, પુના, કલકતા અને ઉપર કહેલી જે બાયોકેમીસ્ટ્રીની બાર દવાઓ તે તો વડોદરામાંજ મળે છે અને બીજી પણ વડોદરા, અમદાવાદ મળે છે !

શિષ્ય—ગુરૂજી ત્યારે આ બધી દવાઓનો જે અભ્યાસ હું કરૂં તો ઘણાં વરસો થઇ જાય અને મને વિદ્યાભ્યાસ કરતાં આપની પાસે રહ્યાને પણ દશબાર વરસ થયાં હવે આ શાસ્ત્રોનું અવલોકન કરતાં પણ દીર્ઘ સમય વ્યતીત થઇ જાય જેથી મહારાજ મહારાથી સંસારનો લાભ બીલકુલ મેળવી શકાશે નહી કારણ કે અત્યાર સુધીતો હું બ્રહ્મચર્ય અવસ્થામાં છું ત્યારે મને ગૃહસ્થાશ્રમનો લાભ કયારે મળી શકે ?

ગુરૂ—હા ભાઇ તેતો ખરી વાત છે.

શિષ્ય—ત્યારે મહારાજ મને જે જે ટુંકામાં દવાઓ હોય અને વધારે રગડામાં ન ઉતરવું પડે અને મારી શારીરિક સ્થીતીનું કામ હું પોતે કરી શકું અને વળી ગૃહસ્થાશ્રમમાં પણ મારાં બાળકોને પણ હું સારી રીતે ઉછેરી શકું અને વળી પરમાર્થીક કાર્યમાં પણ હું બીજાને દવા આપી શકું અગર તેને બતાવું એવી રીતનો ટુંક હેવાલ મને સમજાવો.

ગુરૂ—ભાઇ વ્યાધીઓનું બળાબળપણું નિદાન ચીકીત્સા વગેરે રોગ થવાનાં પૂર્વનાં કારણો ૪૦ ગ્રંથાવલોકન કર્યા શીવાય જાણી શકાતું નથી.

શિષ્ય—મહારાજ મ્હારે કંઇ ડીસ્પેન્સરી કે હોસ્પીટાલ કાઢવી નથી કે તેટલું જ્ઞાન મેળવવું પડે પણ હું મારી પોતાની મેળે સાધારણ મારૂ કામ કરી શકું એટલે બસ છે. જુઓને મહારાજ આજકાલ સમય બારીક થઇ પડયો છે. કેટલાક લોકોને ચુંક આવે કે તુરત વૈદ્ય કે ડાકટરની સલાહ લેવી પડે છે. આપજ કહો કે તેનું શું કારણ?

ગુરૂ—હા ભાઇ તેતો ખરૂંજ છે કે મહાન વ્યાધીમાં વિદ્વાન ડાકટરોની તો જરૂરથી સલાહ લેવી જોઇએ પણ સાધારણ કામમાટે એવો પ્રયાસ કરવો પડે એટલા પોતાની અજ્ઞાનતા એટલે આપણને તેની ખબર નહી તેથીજ.

શિષ્ય—ત્યારે તેથીજ હું મહારાજ આપને વીદીત કરૂંછું કે મને સાધારણ જ્ઞાન મળે અને મ્હારે એવા જુજ કામ માટે વૈદ્યની સલાહ ન લેવી પડે કદાપી મહાન વ્યાધીમાંતો ડાકટરની સલાહ લેવાની જરૂર છે પણ ચુંક જેવા વ્યાધીમાં પણ એક સાધારણ માણસ જાણી શકે તેમાં પણ શું જરૂર?

ગુરૂ—ત્યારે ચાલ હવે હું તને સાધારણ સાધારણ લખાવતો જાઊં તેમ તેમ તું લખવા માંડ પછી તે દરેક રીતનું હું તને અવલોકન પણ સાથે સાથેજ કરાવુંછું.

શિષ્ય—બહુ સારૂ મહારાજ હું આ મારી નોટબુક લાવ્યો હવે આપ શરૂ કરો.

ગુરૂ—ચાલો પ્રથમ આપણા ઇષ્ટના સ્મરણનો શ્લોક લખો.

શિષ્ય—લખુંછું.

ગુરૂ—ચાલ લખ્ય.

# मंगळाचरण.

## श्लोक

मूकं करोतीवाचालं पंगुंलंघयते गीरम् ॥
यत्कृपातमहंवन्दे परमानन्द माधवम् ॥१॥

જેના સ્મરણ વડે મૂગો પ્રાણી વાચાલ થાયછે. અને પાંગલો હોય તે પ્રાણી પાહાડને પણ ઓળંગી જાયછે. માટે હે સત્ચીદાનંદ સ્વરૂપ માધવ તે તારી કૃપાવડેજ છે તો તે કલ્યાણ કર્તા વેદ મૂર્તિને મારા પુનઃ પુનઃ નમસ્કાર છે.

## श्लोक.

शिव[illegible]हं सर्वकल्याणमूर्तिं
फरसीकमल[illegible]स्तं शोभितंमोदकेनम् ॥
कर्ण[illegible]सुममाल व्यालल्वं[illegible] रंचः
ममहृदयानिवासं श्रीगणे[illegible]नमामी ॥ १ ॥

સર્વેનું કલ્યાણ કરનાર મંગળમય મૂર્તી હાથમાં ફરશી કમલ અને શોભાયમાન એવા મોદક ધારણ કરેલાછે કરેણના ફુલની વનમાલ કંઠથી નાભી શુધી દેદીપ્યમાન થઇ રહેલી છે. શરીરમાં ઉદર ગોળ ચક્રાકાર લંબ શોભી રહ્યુંછે એવા જે કલ્યાણના કર્તા શીવનામ મહાદેવજીના પુત્ર ગણપતી મહારા અંતરમાં વાસ કરી રહેલા છે. તે ગણેશજીને મારા પુનઃ પુનઃ નમસ્કાર છે.

હે પરમાત્મન મહારા વાચકજન પુરૂષોના શરીરમાં

આપ અંતરાત્મા વીરાજમાન થએલા છો ને આ ગ્રંથ વાંચી અવલોકન કરનાર પુરૂષોના પ્રાણાધાર સર્વેની કર્માનુંસાર સદ્ મનોવૃતીઓમાં સહાય આપો તેમજ આ ગ્રંથના લેખક મહારા શિષ્યનું હે પરમાત્મન સદા નિર્વીઘ્નપણે કલ્યાણ કરો આટલું ગુરૂના લખાવા બાદ શિષ્યે પ્રશ્ન પૂછ્યો કે ગુરૂજી આપણે દરેક કામ કરતા પહેલાં ભવિષ્યમાં શું ફળ આવશે તે જાણી શકતા નથી તેમજ કેટલાંક શુભ કાર્ય કરવા છતાં પણ તેમાં નિષ્ફળ નીવડીએ છીએ તે શું અત્ર પહેલું મને તે દરસાવવાની કૃપા કરો.

ગુરૂ—ભાઇ આ પ્રશ્ન તેં ઠીક કર્યું કે પૂછ્યો હુંતો તે વાત તને કહેવાની ભુલીજ ગયો આ વાત સ્વરોદય શાસ્ત્રમાં છે અને જેવી રીતે તેમને પુછ્યું તેવી રીતેજ એક વખત પારવતીએ મહાદેવજીને પ્રશ્ન પૂછ્યો હતો. ત્યારે મહાદેવજીએ પારવતીજીને જે સ્વરોદય શાસ્ત્રનું અવલોકન કરાવ્યું તેજ હું તને અહીં ખુલાસો કરી આપું છું. તે પ્રમાણે તું લખાંદે ચાલ.

# પ્રકરણ ૨ જું.

શિષ્ય—સ્વરોદય શાસ્ત્ર સંક્ષીપ્ત.

ગુરૂ—ભાઇ કોઇપણ કાર્ય કરતા પહેલાં આ સ્વરોદય-શાસ્ત્રને અનુસરીને કામ કરે તો તેમા કાંઇપણ વીઘ્ન નડવા જેવું થશે નહીં. સાંભળ એક વખત શીવ અને પાર્વતી બંને બેઠાં હતાં ત્યારે પાર્વતીએ પુછ્યું મહાદેવજી આપ કોનું ધ્યાન ધરોછો તે મને કૃપા કરીને કહો.

૪૬૦૪



મહાદેવ ઉવાચ—ત્યારે મહાદેવજી બોલ્યા હે પાર્વતીજી પરબ્રહ્મ પુરુષોત્તમનું ધ્યાન ધરૂછું.

પાર્વતી—હે મહાદેવજી ધ્યાન ધરવાથી શું થાય અને શું કાંમ નીપજે.

મહાદેવજી—હે પાર્વતીજી ધ્યાન ધરવાથી અજરામર થવાય. આત્મા પરમાત્મા દેખીએ.

પાર્વતી—હે મહારાજ એ સંશય મને કહો કે સ્વરોદય શાસ્ત્ર છે અગમ ભાસે છે તો તે મને બતાવો.

મહાદેવજી—સ્વરોદય શાસ્ત્ર સાંખ્ય શાસ્ત્ર છે, અને તેને જાણવાથી હે પાર્વતીજી જેને કંઈ પણ ગમન હોય પંડીતાઈનો લોપહોય તોપણ આ શાસ્ત્ર જાણવાથી પુરૂષ દેવતા સરખો થાય છે. શરીર અમર થાય છે કાળચક્ર આવતું નથી, વૈકુંઠમાં રહે છે. નીરંજન નીરાકારને દેખેછે.

પાર્વતી—હે દેવાધાદેવ મને કૃપા કરીને જે ઉત્તમ જ્ઞાન હોય તે બતાવો.

મહાદેવજી—સુણો દેવી પાર્વતી દેહીમધે શુર જ્ઞાન બહુ છે. ઉત્તમ છે એક અક્ષર સમાન બીજો અક્ષર નહીં.

પાર્વતી—મહારાજ એતે અક્ષર કયો હશે !

મહાદેવજી—ૐ ઓમકાર આ અક્ષર સર્વ જ્ઞાનનુ પરમાણુ છે હે દેવી સર્વ સાધનમાં સાધન આ શાસ્ત્ર છે. સર્વે મનુષ્યો આત્મા સ્વરૂપ છે તે જાણવાથી આગમચેતી હોય ભવીષ્ય સુઝે લાભ હાનીની ગમ પડે પોતાનો કાળ પોતે જાણે માટે હે પાર્વતીજી ભુત વર્તમાન ભવિષ્યની ખબર પડે તેથી હવે હું કહું છું તે સાંભળ.

પાર્વતી—ત્યારે બહુ સારૂ મહારાજ મને તે આપ વીદીત કરો.

મહાદેવજી—હવે આ શરીરમાં નાડી ભેદછે તે કહું છું તે સાંભળ. નાભી સ્થાને કુંડલી નાડી છે. સાડાત્રણ આંટાછે સર્પાકારછે દસ નાડી ઊંચી ચાલે છે દસ નાડી નીચી ચાલે છે બબે બગલે ચાલે છે એ પ્રમાણે શરીરમાં ૭૨૦૦૦ નાડી ચાલેછે તે મધે ૨૪ નાડી મોટી છે તેમાં ૧૦ મોટી છે તેમાં ૫ મોટી છે પાંચ મધે ત્રણ નાડી મોટી છે હવે તેનાં નામ કહુંછું તે સાંભળ. ૧ ઈડા ૨ પીંગળા ૩ સુષુમણા. ઈડા ચંદ્રની નાડી છે તે નસકોરાની ડાબી બાજુ ચાલે છે પીંગળા સૂર્યની નાડી છે તે નસકોરાની જમણી બાજુએ ચાલે છે સુષુમણા મધ્યમા વહેછે, તે સર્વ કાર્ય વિનાશ કરે છે.

હે પાર્વતી ચંદ્ર નાડીમાં સ્થીર કામ કીજે સુર્યમાં હીન કામ કરવું સુષુમણામાં કંઇ કામ કરવું નહી. એક પરમાત્માનું ભજન કરવું.

ચંદ્રમાને સ્ત્રી જાણવી સુર્યને પુરૂષ જાણવો.

ચંદ્ર ગોરોછે સૂર્ય શ્યામ વર્ણછે.

ગામ પરગામ જાતાં ચંદ્ર સારો દુર પંથે સૂર્ય સારો સુષુમણામાં કંઇ કરવું નહીં.

શુભ કાર્યમાં ચંદ્ર સારો. ચર કામમાં સૂર્ય ભલો સુષુમણામાં કંઇ કામ કરવું નહી.

ચંદ્રનાડી ચાલતી હોય ત્યારે ગામ જતાં પગલાં ચાર ભરીને જવું. સૂર્ય નાડીમાં પગલાં પાંચ ભરીને જવું સુષુમણામાં ગામ જવુંજ નહીં કદાચીત તાબડતોબ જવું હોય તો જમીનપર પથારીમાં સુઇ જવું જમણું અંગ દાબીને સુવાથી ચંદ્રનાડી ચાલે છે અને ચંદ્ર તરફનું ડાબુ અંગ દબાવીને સુવાથી જમણે સૂર્ય નાડી ચાલે છે. હઠ યોગથી બને છે.

ચંદ્ર નાડીનાં લક્ષણો—ચંદ્ર નાડીમાં યાત્રા પુન્યદાંન વીવાહ ઘરેણાં ઘડાવવાં ઘરમાં પ્રવેસ કરવો કુવા વાવ ખોદાવવાં દેવાલય કરવવું ઘર મેહેલ કરાવવા ખેતી કરવી કન્યા પરણાવવી બીજા વારનાં વેપાર કરવો.

ગુરૂદર્શન—દેવપૂજા નામુ વર્તા ગ્નાનગોષ્ટી સ્થાનક ઇત્યાદી કરવું.

સૂર્યની નાડીનાં લક્ષણો—સૂર્યમાં શાસ્ત્ર અભ્યાસ કરવો જુગટુ રમાડવું. યુદ્ધ કરવું હાથાઘોડા લેવા અને તે ઉપર ચઢવુ જમવાં ભોજન કરવું સ્ત્રી સંભોગ કરવો ભૂત પ્રેત પિશાચ સાધવાં સમુદ્રમાં વેપાર કર । ચં ર કરવી. ગધેડાં ઉંટ ભેસ ખરીદવા ક્રુર કામ કરવા ચંદ્રસ્વરનાં સૂર્યમાં કરવાં મધ્યમાં જે સુશુમણા તેમાં કંઇ કામ કરવું નહીં એક પરમાત્માનુ ભજન કરવું.

શુકલ પક્ષ ચંદ્રની છે ૧—૨—૩—ચંદ્રની છે તે દીવસે સવારમાં સૂર્યોદય થતી વખતે ચંદ્રસ્વર આવે તો ભલો. ચંદ્રસ્વર ન આવેતો પક્ષ અશુભ જાય

૪—૫—૬—સૂર્યની છે તે દીવસે સૂર્ય સ્વર આવેતો ભલો સૂર્ય સ્વર ન આવે તો પક્ષ અશુભ જાય.

૭—૮—૯—ચંદ્રની છે.
૧૦—૧૧—૧૨ સૂર્યની છે.
૧૩—૧૪—૧૫ ચંદ્રની છે.

કૃષ્ણ પક્ષ સૂર્યની છે. ૧—૨—૩ સૂર્યની છે સૂર્યસ્વર આવેતો ભલો નહીતો પક્ષ અશુભ જાય.

૪–૫–૬ ચંદ્રની છે ચંદ્રસ્વર આવે તો ભલો નહીં તો પક્ષ અશુભ જાય.

૭–૮–૯ સૂર્યની ”

૧૦–૧૧–૧૨ ચંદ્રની છે.

૧૩–૧૪–૩૦ સૂર્યની છે.

**સૂર્યના વાર**–શની–રવી અને મંગળ. એ વાર સૂર્યના છે સૂર્યસ્વર ચાલે તો કામ સીદ્ધ થાય.

**ચંદ્રના વાર**—સોમ, બુધ, શુક્ર, અને ગુરૂવાર એ વાર ચંદ્રના છે ચંદ્રસ્વર આવે તો કાર્ય સીદ્ધ થાય.

**દીશાઓ**—પૂર્વ અને ઉત્તર ચંદ્રની છે.
દક્ષીણ, પશ્ચિમ, સૂર્યની છે.

ચંદ્રસ્વર હોય—કોઇ પ્રશ્ન, પૂછે ભાખા એક હોય. ભાખા બે ભેગી હોય તો કાર્ય શીદ્ધ થાય.

સૂર્યસ્વર હોય—કોઇ પ્રશ્ન પૂછે ભાખા એક હોય બે ભેગી હોય તો કાર્ય શીદ્ધ થાય.

સૂર્યસ્વર હોય–કોઇ ચંદ્રની દશાનો પ્રશ્ન પૂછે તો કાર્ય નહી થાય.

શુષુમણામાં પૂછે તો કાર્ય વિનાશ થાય.

ચંદ્રમા ઉગતો હોય ત્યાર પહેલાં બેશીએ. ચંદ્રમાનું લગન હોય તો બીજનો ચંદ્રમા દેખવો.

સૂર્યસ્વર હોય તો બીજનો ચંદ્રમા ન દેખીએ. શુષુમણાસ્વર ચાલતો હોય તો બીજનો ચંદ્રમા જોવો નહીં, દેખીએતો પક્ષ અશુભ જાય.

વદી–૧ ને દીવસે ચંદ્રસ્વર આવે ને શુષુમણા લગન આવે તો પક્ષ અશુભ જાય.

## માસ વિચાર.

| | |
|---|---|
| વરખ—૨ મકર—૧૦<br>કર્ક—૪ વૃશ્ચિક—૮<br>કન્યા—૬ મીન—૧૨. | આ સંક્રાંતી ચંદ્રની છે ચંદ્રસ્વર આવે તો માસ શુભ જાય. |
| મેષ ૧ તુલા ૭<br>ધન ૯ મીથુન ૩.<br>શીંહ ૫ કુંભ ૧૧. | આ ૭ સંક્રાંતી સુર્યની છે સુર્યસ્વર આવે તો ભલો. માસ શુભ જાય. |

કર્ક સંક્રાંતીને દિવસે ચંદ્રસ્વર ન આવે તો છ માસમાં આવરદા આવી રહ્યો જાણવું.

મકર સંક્રાંતીને દિવસે સુર્યસ્વર ન આવે તો છ માસમાં આવરદા આવી રહ્યો એમ જાણવું.

હે પાર્વતી ચૈત્ર સુદી ૧ ને દિવસે ચંદ્રસ્વર ન આવે તો વરસમાં ચીંતા ઉદ્વેગ કરે.

ચૈત્ર સુદી ૨ ... ... પરદેશ ગમન કરે.
... ... ૩ ... ... ... હાણ્ય કરે.
... ... ૪ ... ... ... મરણ કરે.
... ... ૫ ... ... ... રોગ થાય.
... ... ૬ ... ... રાજ વિનાશ થાય.
... ... ૭ ... ... ...લડાઇ થાય.
... ... ૮ ... ... મરણ કરાવે પુત્ર તથા ઘરમાં મૃત્યુ કરાવે એ સ્વરની મરજાદ ઘડી ૫ ને પલ ૩ ની છે.

એ મુજબ, દીવસ બાર તક ચાલે ચંદા માસ બાર સુધી હોય આનંદ.

## તત્વ વીચાર.

પૃથ્વી જલ તેજ વાયુ આકાશ.

પૃથ્વી તત્વ મધ્યે વહે છે જલ તત્વ હેઠું વહે છે, તેજ તત્વ ઉંચે વહે છે, વાયુ તત્વ ત્રાંસું વહે છે, આકાશ તત્વ સઘળે વહે છે.

તત્વોના રંગો—નાકના સ્વરમાં કેટલે દુર વહે છે તેની સમજ.

પૃથ્વી. પીળો, ૧૨ આંગળ છેટે.

જળ, ધોળો. ૧૬. ,,

તેજ, લાલ, ૪ ,,

વાયુ, લીલો ૮ ,,

આકાશ—પચરંગી કે નાકને મુળે વહે છે. વાદળી.

પૃથ્વી અને જળતત્વમાં કાર્ય શીઘ્ર થાય વાયુતત્વ નિષ્ફળ જાય, આકાશ તત્વમાં કાર્ય નિષ્ફળ જાય. મરણ કરાવે. તેની મરજાદા ઘડી ૧ પલ ૫ ની છે.

| | |
|---|---|
| પૃથ્વીતત્વ. ચોકોરછે ચૈકાકારે છે; | પૃથ્વીતત્વ નાભીએ વાસ. |
| જલતત્વ, ધનુષાકાર છે. | જલતત્વ, પગે વાસ. |
| | તેજતત્વ હઇએ વાસ. |
| આકાશતત્વ, ગૌળાકાર છે. | વાયુતત્વ ખભે વાસ. |
| | આકાશતત્વ માથે વાસ. |

## તત્વોના વાર.

| | |
|---|---|
| પૃથ્વીતત્વ, બુધવાર, | મેષ સંક્રાંતી પૃથ્વી અને જળતત્વમાં બેસે તો વરસ શુકાળ હોય. રાજા પ્રજા સુખી થાય. |
| જલ ... સોમવાર. | |
| તેજ ... શુકરવાર. | મેષ સંક્રાંતી, વાયુતત્વમાં બેસે તો વરસ અરધુ થાય, પવન ઘણો થાય ઉતપાત થાય. |
| વાયુ ... ગુરવાર, મંગળવાર. | |
| આકાશ ... શનીવાર. રવીવાર. | મેષ સંક્રાંતી, તેજ કે આકાશ તત્વમાં બેસેતો વરસ ભષ્ટ થાય, અને દુરભીક્ષ થાય. |

ગર્ભનો પ્રશ્ન કોઇ પૃથ્વી તત્વમાં પૂછે તો કન્યા હોય
... ...જલતત્વ ... પુત્ર હોય.
... ...વાયુતત્વ ... કન્યા હોય.
... ...તેજતત્વ ... ગર્ભનિપાત થાય.
... ...આકાશતત્વ ... ગર્ભ મુવેલો છે. લુલો, પાંગળો પુત્ર, અગર પુત્રી હોય. હેવાન, ગાંડો હોય, પશુ સરખો હોય.

પૃથ્વી તત્વમાં પૂછે તો પરદેશી દુર છે.

| | | |
|---|---|---|
| જલ | ... | ... પરદેશી આવે છે |
| તેજ | ... | ... પરદેશી ધન રળીને આવે છે. |
| વાયુ | ... | ... પરદેશી દુર છે. |
| આકાશ | ... | ... પરદેશી મુવો છે. |

હે દેવી પાર્વતી આ તત્વ વિચાર સમજે તો કાળ ન ઉપજે. લડાઇ ન થાય શસ્ત્ર ન લાગે સેંકું ન વાગે હાથી ઘોડા ન મરે. વીધન થાય નહીં. ચોરી થાય નહીં ધાતુ વધે. પવન વશ રાખે, ચેતન કરે તે કાળથી બચે. પવન, વશ રાખે જેને બ્રહ્મજ્ઞાન થાય, ચંદ્ર નાડી ચાલતી હોય તે વેળાએ પાણી પીવુ અને સૂર્યસ્વર ચાલતો હોય ત્યારે ભોજન કરવું. હે દેવી આ શાસ્ત્ર એવુ છે કે જે આ શાસ્ત્રનો અભ્યાસ કરે છે તે પુરૂષ દેવ સમાન છે. પુરૂષોમાં માન પામે છે. ચંદ્ર, સૂર્ય, તારા, મણુ, રહે ત્યાં સુધી દીર્ઘાયુષી થઇ અંતે પરમ પદને પ્રાપ્ત થાય છે હે દેવી. આ શાસ્ત્રનુ મેં તને ટુંકામાં વીવેચન કરી બતાવ્યું છે. આટલુંજ કહીને ગુરૂએ શિષ્યને કહ્યું કે ભાઇ આ શાસ્ત્ર પૂર્વે ઋષી મુનીઓ પણ સારી રીતે જાણતા હતા તેથી તે દીર્ઘાયુષી હતા. છતાં ભયથી પણ નિર્મુકત હતા. અને જેમને કંઇ પણ

વાતનું વિઘ્ન નડતું નહી માટે આ શાસ્ત્ર તારે પણ બરા-બર જાણવાની જરૂર હોવાથી મેં તને કહી સંભળાવ્યું છે અને તે પ્રમાણે તું પોતાનું વર્તન ચલાવીશ તો તું પણ ભૂત, વર્તમાન ને ભવિષ્યનું અવલોકન કરીશ અને અંતે પરમપદની પ્રાપ્તી મેળવીશ.

ગુરૂ–ચાલ હવે તને આગળ લખાવું.

શિષ્ય—મહારાજ, આપ મને અગાઉના શાસ્ત્રમાં ભ-ણાવી ગયા હતા કે મનુષ્યો પોતાનાં સારાં નઠારાં કર્મ ક-રીને સુખી દુઃખી થાય છે. જ્યારે સારાં નઠારાં કર્મોએ કરીને સુખ દુઃખ ભોગવવાં પડે છે ત્યારે તો વ્યાધીઓ થાય છે તે પણ પૂર્વનાં કર્મોએ કરીનેજતો. તેને મટાડવા માટે ઔષધો કરવાં નિર્થક છે.

ગુરૂ–ભાઇ એ પણ એક તને જે શંકા ઉત્પન્ન થઇ તે પણ યોગ્યજ છે મનુષ્યો પોતાનાં પૂર્વ જન્મનાં નઠારાં કર્મોએ કરીને દુઃખી અને સારાં કર્મોએ કરીને સુખી થાય છે તે વાતતો જાણે કે ખરીજ છે પણ તેમાં એક ભેદ છે તે કહું તે સાંભળ. પૂર્વનાં નઠારાં કર્મોએ કરીને દુઃખી થાય છે પણ આગળના મહાન ઋષીઓનો બનાવેલો એક ગ્રંથ છે જેનું નામ–"કર્મ વિપાક રત્નાકર" છે તેમાં તેમણે લખેલું છે કે જે વ્યાધી જેને થાય છે તે પૂર્વે શું શું નઠારાં કર્મો કર્યાં હોય તેને તે તે કર્મોને અનુસરીને તે તે વ્યાધી થાય છે અને તે ગ્રંથમાં બતાવ્યા પ્રમાણે દાન, પુણ્ય કરવાથી તે વ્યાધી શાન્ત થાય છે તે કહું તે સાંભળ.



# પ્રકરણ ૩ જું.

## કર્મવિપાક સ્ફુટકર ( સંક્ષિપ્ત. )

શિષ્ય—મહારાજ શું પાપ કરવાથી કયો રોગ થાય છે ?

ગુરૂ—બ્રહ્મહત્યા કરી હોય તો પાંડુ થાય છે, ગૌહ-ત્યા કરી [illegible] તો કુષ્ટ રોગો થાય છે કુષ્ટ રોગ કોને કહેછે ( આઠ પ્રકારના નહારા અને નહીં મટી શકે તેવા વ્યાધીને કુષ્ટ રોગ કહે છે) (જેવા કે ક્ષય, ભગંદર, કંઠમાળ, જલોદર [illegible] ) કોઇ રાજાને મારવાથી રાજ્યક્ષ્મા ( ક્ષય ) થાય છે. [illegible] પાપો કરવાથી અતીસાર થાય છે. પોતાના ગુરૂની સ્ત્રીનુ ગમન કરવાથી મહાન રોગ ઉત્પન્ન થાય છે. [illegible] છોકરીનૂ ગમન કરવાથી મૂત્રાશયના અશ્મરી (પથરી) [illegible] થાય છે. પોતાના કુટુમ્બની (કુળની) છોકરીનુ ગમન કરવાથી ભગંદર [illegible] છે. કોઇને માર્ગમાં વિઘ્ન કરવાથી પગના રોગવાળો થાય છે. બીજાને દુઃખ દેવાથી જ્વરવાળો થાય છે. બીજાને અન્ન જમતાં વિઘ્ન કરવાથી અજીર્ણવાળો [illegible] છે. અતી દારૂણ પાપો કરવાથી ગુદાના રોગોવાળો થાય છે. ધૂર્તવિદ્યા કરવાથી અપસ્માર ( વાઇ ) ના રોગવાળો થાય છે. ગર્ભનિપાત કરવાથી યકૃત અને પ્લીહાના રોગવાળો થાય છે. ઘણાં ઝાડોનું છેદન કરનારને બહુ વાયુ થાય છે. પારકાનું દ્રવ્ય હરણ કરનારને ગ્રહણી થાય છે. ઘીની ચોરી કરનારને નેત્ર રોગ થાય છે. તેલની ચોરી કરનારને પાંડુ રોગ થાય છે. અસત્ય બોલવાથી જીહ્વાના રોગો થાય છે તેને માટે ગાયનું દાન કરવું. પુ-

ઘીનુ દાન કરવું. હોમ, દાન દેવતાઓનું પૂજન, બ્રાહ્મણોને દક્ષીણા આપવી, સોના રૂપાનાં દાન કરવાં તથા બ્રાહ્મણોને મિષ્ટાન જમાડવાં.

પ્રમેહમા સોનાનું દાન કરવું.

ક્ષય, શ્વાસ, કાસ, ભગંદર, વગેરેમાં ઘોડાનુ દાન કરવું.

તાવમાં રૂદ્રની પૂજા કરવી અને રૂદ્રના મૃત્યુંજયના મંત્રના જપ કરવા.

શર્દીવાળાએ અન્નનુ દાન કરવું.

ભ્રમવાળાએ પુસ્તકો, સત્શાસ્ત્રોનું દાન કરવું.

મંદાગ્નીવાળાએ યજ્ઞ કરવા.

ગુલ્મ ( ગોળા ) વાળાએ કન્યાદાન કરવુ

અશ્મરી (પથરી)નો મહાન વ્યાધી મટાડવાને માટે વસુદાન કરવું.

રક્ત રોગવાળાએ બહુ ભોજનનુ દાન કરવું. અર્થાત બ્રાહ્મણ જમાડવા.

વિસર્પવાળાએ દરરોજ પીપળે પાણી રેડવું.

કુષ્ટ રોગ વાળાએ રૂપાનું દાન કરવું.

કંઠ રોગ વાળાએ આભુષણોનાં દાન કરવાં.

નેત્ર રોગીએ ઘીનું દાન.

બહુ મુત્ર વાળાએ ગોદાન.

જીવ્હાના રોગ વાળાએ રસનુ દાન કરવું. કેરી ૪૦

કાળા દાંત વાળાએ ગૌદાન કરવું. ૪૦ બીજાં પણ ઘણાં દાન કરવાનાં છે પણ ભાઇ આપણે કંઈ બહુ રગડો કરવાની જરૂર નથી. આટલું દાન કરેતોજ બસ છે.

આ પ્રમાણે શિષ્ય લખતાં લખતાં એક બાજુ હાથમાં ચોપડી ધારણ કરેલી છે, બાજુ ઉપર લખવાની દુવાદ છે હાથમાં કલમ પકડેલી છે, અને પોતાની આંખ સ્તબ્ધ થઇ જતાં એક ચમત્કારીક તેને સ્વપ્ન આવ્યું. જાણે હું મોટા નગરનો રાજા છું છત્રપલંગ ઉપર વીરાજમાન છું રાણીઓ વગેરે માહારી સાથે બેઠેલી છે દાસીઓ વાયુ ઢોળી રહેલી છે અને વળી ત્યાંને ત્યાંજ આંખ ઊઘડી ગઇ કે પોતે જે સ્થીતીમાં હતો તે સ્થીતીના આવેશમાં જોઇ તુરતજ ગુરૂને પ્રશ્ન કર્યો મહારાજ આ શો ચમત્કાર થયો કે લખતાં લખતાં આવું અચાનક સ્વપ્ન થયું ત્યારે આતે આ ખરૂં કે પેલું ખરૂં.

ગુરૂ—ભાઇ, વળી તને જો એટલે દરજજે જ્ઞાન મળ્યું હતે તો કોઇ જાતની ઉપાધી શું હતી. જેવું તે ખોટું તેવું આ ખોટું, જેવી રીતે સ્વપ્નું આંખ ઊઘડીને જતું રહ્યું તેવી રીતે આ સંસારમાં પણ તેમજ છે. તેં ચંદ્રકાન્ત ભાગ ૧ લો વાંચ્યો છે તે વાંચવાથી તારી શંકા દુર થશે. પણ એવાં સ્વપ્નાં કેવાં ફળ ભવિષ્યમાં આપે છે તેનો એક સ્વપ્ન વિચાર કહું તે તું સાંભળ.

## સ્વપ્ન વિચાર—નઠારાં સ્વપ્ન.

સ્વપ્નામાં નાગો માણસ, બોડીઓ બાવો લાલ કાળો પોશાક ધારણ કરેલો, નાક કાન કાપેલો માણસ, પાંગળો, ખુંધો, કાળો, ક્રુર, ઘાતકી, તરવાર, ફાંસો, ભાલો, બરછી વગેરે હથીયાર ધારણ કરેલો ચોર લોકોને બાંધનાર. ભેંસ ગધેડાં, ઊંટ ઉપર વાહન કરેલો. કાગી, ઘર, પર્વત, ઝાડ, ૪૦ ની ટોચ ઉપરથી પડેલો પાણીમાં ડુબેલો અગ્નિમાં

ગએલો, કુત્રાનો કરડેલો, મરઘાનો ખાધેલો, આંખે અંધ બનેલો, પાતાળમાં પેઠેલો ગએલો. રાંધેલું અનાજ ખાધેલાં. દારૂ પીવો ઇ૦ સ્વપ્નમાં આવે તો નિરોગી થાય છે અને દરદી મરણને શરણ થાય છે.

## સારાં સ્વપ્ન વિષે.

ઇંદ્રાદીક દેવો, રાજા, મીત્ર, ગાય, બ્રાહ્મણને હયાત જુએ. બળતુ દેખે. પાણીમાં તરેલો, શત્રુને અને તેના લશ્કરને જીતેલો સફેદ રંગોનાં ઘરો જુએ. બળદ, પર્વત, હાથી, ઘોડાના વાહન કરેલો પોતે હોય અગર કુબજા સ્ત્રીનો સંગ. નરકાદીમાં પડેલો અગર ખરડાએલો પોતે રૂદન કરતો અને સામાને રડતાં દેખતો હોય. પોતે મરી ગએલો કાચું માંસ ખાધેલો. જળો. મધમાખીઓ, ભમરા, સર્પો ઇ૦ નો કરડેલો પોતે જુએ તો રોગીને મટે અને નિરોગી ધન દોલત મેળવે છે. નઠારાં સ્વપ્નાં થયાં હોય તો દાન પુણ્ય કરવું યાત્રા દેવદર્શન કરવાથી શાન્તી થાય છે. એ પ્રમાણે શિષ્યને સમજાવી ગુરૂજી મૌન ધારણ કરી રહ્યા.

## શુકન વિચાર—સારા નઠારા શુકન.

શિષ્ય--મહારાજ, આપણા ઘરમાં કોઇ બીમાર થયું હોય તો વૈદ્યને કે ડાકટરને તેડવા જઇએ તે વખતે કેવા શુકન થાય ત્યારે ઠીક.

ગુરૂ--ભાઇ, વૈદને તેડવા જનારને સારા શુકન થાય તો રોગીને નઠારા છે. અને નઠારા શુકન થાય તો રોગીને સારૂ થશે એમ જાણવું.

શિષ્ય—ત્યારે મહારાજ વૈદ્યે કેવા શુકન જોઇને જવું જોઇએ.

ગુરૂ—વૈદ્યને સારા શુકન તે રોગીને સારા ને નઠારા શુકન તે રોગીને નઠારા. પણ ભાઇ પેલું મેં અગાઉ તને જે “ સ્વરોદય ” શાસ્ત્ર બતાવ્યું તે પણ આ વખતે જ જોવાની જરૂર છે જો તેનો પણ ઉપયોગ સાવધતાથી ન કરે તો વૈદ્ય અપયશનો ભોગી થાય છે.

શિષ્ય—મહારાજ, ત્યારે દેશી દવાઓની તો ચણા, ચનોઠી ઇ૦ જેવડી ગોળી બાંધેલી હોય એટલે તેના વજનનું કોષ્ટક જાણવાની કંઇ [illegible]મી જરૂર નથી પણ આ અંગ્રેજી દવાઓમાં વળી ગ્રેન ને સ્ક્રુપલ એ કેવાં માપ હશે વારૂ. મને તો તેની સમજણ પણ પડતી નથી.

ગુરૂ—ભાઇ તે કોષ્ટક આ પ્રમાણે છે.

## અંગ્રેજી દવાનાં માપ.

### સુકી દવાનું માપ.

| | |
|---|---|
| ૧ ગ્રેન ( Grain ) | ૧ ઘઉંભાર |
| ૨ ગ્રેન | ૧ રતીભાર |
| ૬ ગ્રેન | ૧ વાલ |
| ૧ ઔંશ ( Ounce ) | ૨॥ રૂપીયાભાર |
| ૧૬ ઔંશ | ૧ પાઉંડ કે રતલ. |

### પ્રવાહી દવાનુ માપ.

| | |
|---|---|
| ૬૦ ટીપાં ( Minium ) | ૧ ડ્રામ ( Drahm ) |
| ૮ ડ્રામ ( Dram ) | ૧ ઔંશ ( Ounce ) |
| ૧૬ ઔંશ ( Ounce ) | ૧ શેર પાઉંડ (Pound) રતલ |
| ૨૦ ઔંશ | ૧ પીન્ટ ( Pint ) |

શિષ્ય—આ તોલનાં માપ શા વડે માપી શકાતાં હશે વારૂ ?

ગુરૂ—ભાઇ. સુકી દવાઓ નાના કાંટાવતી આપી શ કાય છે અને પ્રવાહી દવાઓ કાચની પ્યાલીઓથી આપી શકાય છે.

શિષ્ય—મહારાજ કાચની પવાલીઓનુ અંગ્રેજી શું નામ હશે.

ગુરૂ—તેનું નામ મીનીમ મેઝર ગ્લાસ હોય છે. અને એ મીનીમ મેજર ગ્લાસમાં જે ૫–૧૦–૨૦–૩૦–૬૦ આંકડા લખેલા હોય છે તે તેનાં ટીપાંનું (Minium) નું માપ બતાવે છે. ૩૦ ટીપાં એ અડધો ડ્રામ (Drachm) અને ૬૦ ટીપાં એ ૧ ડ્રામ થાય છે.

બીજાું ઔંશ મેઝર ગ્લાસ આવે છે તેમાં ૧–૨–૪ ૮ આંકડા માંડેલા હોય છે તે આંકડા ડ્રામનું માપ બતાવે છે. ૧ એટલે ૧ ડ્રામ (Drachm) અને ૮ એટલે ૮ ડ્રામ (Drachm) અથવા ૧ ઔંશ (Ounce) એટલે ૨ા રૂપીઆભાર થયું તેજ પ્રમાણે અડધા રતલનો અને ૦ા રતલનો પણ મેઝર ગ્લાસ મળે છે.

શિષ્ય—એ સિવાય, પણ રહો મહારાજ મેં એક જગ્યાએ એક છોકરો તાવથી ઘણો બીમાર હતો તેને માટે એક ડાકટર સાહેબને બોલાવ્યા હતા તેમની પાસે એક કાચની પાતળી નળી હતી, તે તેમણે પેલા છોકરાની બગલમાં ઘાલી તે શું માટે મૂકી હશે ?

ગુરૂ—ભાઇ એનો નળી ન હોય પણ સીસી તાવની ઉષ્ણતા જોવાને માટે આવે છે.

શિષ્ય—તેનું નામ શું ?

ગુરૂ—થરમોમેટર (Thermometer)

તાવની ગરમી તપાસવાનું થરમોમેટર (Thermometer) આવે છે તેમાં ૯૫–૧૦૦–૧૦૫–૧૧૦ સુધી આંકડા માં ડેલા હોય છે તે તેની ડીગ્રી બતાવે છે સીસીની નીચે ધોળો પારો ભરેલો હોય છે, જ્યારે આ સીસી, બગલમાં આવે છે ત્યારે શરીરમાં જે પ્રમાણે ગરમી હોય તે પ્રમાણે પારો સર સર ઉંચો ચઢવા માડે છે.

સાધારણ માણસના શરીરમાં ગરમી ૯૮. ૪ જોઇએ. તેથી વધારે હોય તો તેને તાવ છે, એમ જાણવું. કદાપી તાવની ગરમી, વધારેમાં વધારે ૧૦૫ ડીગ્રી સુધી જઈ શકે તે વખતે દરદી લોચતો ભયાનક, બીમાર અને પ્રાણ તજનાર ચીન્હો બતાવે છે અને તે ઉપરાંતની એટલે ૧૦૬–૧૦૮ની ગરમી વાળો મરણને શરણ થાય છે. આપણે લખી ગયા કે સાધારણ માણસના શરીરમાં ૯૮.૪ ડીગ્રી, ગરમી રહેવી જોઇએ પણ આપણા ગરમ દેશમાં તો તેને પણ ઝીણો હાડજ્વર માનવમાં આવે છે એટલે કે ૯૫ ડીગ્રી ગરમી રહેવી જોઇએ. વળી બીજી જાતનો પણ થરમામેટર આવે છે અને તે શીતોષ્ણતા બતાવે છે એ થરમામેટરથી પાણીની ગરમી પણ માપી શકાય છે એમાં જે ફે અક્ષર છે તે ફેરનહાઇટસ્કેલ ( Farenheit Scale ) બતાવે છે અને સે સેન્ટીગ્રેડ સ્કેલ ( Centigrade scale ) બતાવે છે પાંચ ડીગ્રી સેન્ટીગ્રેડ, નવ ડીગ્રી ફેરનહાઇટની બરાબર છે. થ તથા મા અક્ષરો લખેલા હોય છે તે થંડીનું માપ બતાવે છે તથા રો ને ગ શરીરની ગરમી તન્દુરસ્ત માણસના શરીરમાં હોવી જોઇએ તેનું માપ બતાવે છે. અને વચેની કાચની નળીમાં પણ પારો ભરેલો હોય છે એ લાકડા ઉપર ચોટાડેલી નળીને ગરમ પાણીમાં મુકીએ તો તે કેટલી ડીગ્રી પાણી ગરમ છે તે

સહેલથી બતાવી દે છે.

શિષ્ય—આ રીતી પણ મારા સમજવામાં આવી ગઇ પણ વળી મહારાજ તે ડાક્ટર સાહેબ પાસે એક બીજી રબરની નળી હતી તે તેમણે પોતાના બન્ને કાનમાં ઘાલી અને પેલા છોકરાની છાતી ઉપર મુકીને તપાસતા હતા તે શું?

ગુરૂ—ભાઇ એ નળીનું નામ સ્ટેથોસ્કોપ હોય છે અને તે નળીને ( સ્ટેથોસ્કોપ )ને કાનમાં ઘાલી છાતીના ઉપર મુકાય છે જેવી રીતે ઘડીઆળમાં લીવરો ( Livers ) ચકરો ફરે છે તેવી રીતે આપણા શરીરમાં પણ લીવરો ચાલે છે જેવી રીતે ઘડીઆળનું ફુલ ચક્ર ચાલતું બંધ પડે ને ઘડીઆળ પણ તે સાથેજ બંધ પડે તેવી રીતે આપણા શરીરનું પણ સમજવું શરીરમાં પણ જો ચકરો ચાલતાં બંધ પડે તો તુરત આદમી મરણ પામે છે. છાતીના લીવરનો અવાજ એક મીનીટમાં ૧૬ થી ૧૮ વખત સુધી થાય છે તેથી વધારે ચાલે તો પણ નઠારૂ છે અને ધીમું ચાલે તોપણ નઠારૂ છે.

શિષ્ય—મહારાજ, આતો જાણે અંગ્રેજી રીતી કહેવાય પણ આપણા આયુર્વેદમાં શરીરની પરીક્ષા કેવી રીતે કરવાની હશે?

ગુરૂ—ભાઇ આપણા આયુર્વેદમાં ત્રણ રીતે રોગની પરીક્ષા થાય છે.

૧—નાડી પરીક્ષા, ૨ નીદાન ૩ ચીકીત્સા કરવી.

૧. નાડીની પરીક્ષા બતાવું છું તે સાંભળ.



શ્રી ગણેશાયનમઃ

# પ્રકરણ ૪ થું.



## નાડી જ્ઞાન લીખ્યતે.

પ્રથમ દરદીનો હાથ લેવો તે હાથને ઉપર કે બીજી કોઇ જગ્યાએ અડકવા દેવો નહીં પુરૂષ હોય તો જમણો હાથ ને સ્ત્રી હોય તો ડાબો હાથ તપાસવો. હાથની આંગળીઓ સીધી કરવી. અને તેના અંગુઠાના મુળ ઉપર વૈદ્યે પોતાની તર્જની મધ્યમા અને અનામીકા એ ત્રણ આંગળીઓ મુકવી. પહેલી આંગળીમાં વાયુ ચાલે છે બીજી આંગળીમાં પીત ચાલે છે અને ત્રીજીમાં કફ ચાલે છે નાડી જ્ઞાન તરંગીણીના પુસ્તકમાં પહેલીમાં પીત્ત બીજીમાં વાત ને ત્રીજીમાં કફ બાકી ૪ ૫ આંગળીમાં નાડી કોપેલો સન્નીપાત બતાવે છે.

વાયુની નાડી સર્પ અને જળોની પેઠે વાંકીચુકી ચાલે છે.

પીતની નાડી—કાગડા અને દેડકાની પેઠે કુદી કુદીને ચાલે છે.

કફની નાડી—હંસની ને કબુતરની પેઠે હળવે હળવે ભરેલી સરખી રીતે ચાલે છે.

દ્વીદોષ—ત્રીદોષની નાડી લાવા અને તીતર પક્ષીની પેઠ સરખી ચાલે છે પણ બે રોગની નાડી એકા એક ઝરઝર ઉતાવળી ચાલે છે.

અસાધ્ય નાડી—જે નાડી પોતાનું સ્વસ્થાન છોડી રહી રહીને આગળ પાછળ ચાલે એવી નાડી પ્રાણને હાની કરે છે.

તાવની નાડી—ગરમ છતાં મોટા વેગથી ચાલે છે.

તન્દુરસ્ત માણસની નાડી—જઠરાગ્ની પ્રદીપ્ત હોય અને નાડી હલકી રૂના જેવી નરમ સુંવાળી અને પાણીના રેલાની રીતે ચાલે છે.

બાળકોની નાડી ૪૦ વાર ફરકે છે.
જુવાનની ૩૨ વાર ફરકે છે.
આધેડની ૩૦ વાર ફરકે છે અને
વૃદ્ધની ૨૪ વાર ફરકે છે.

૧ દરદીને શું થાય છે તે તેના કહેવા ઉપરથી અને માધવનીદાનના પુસ્તકમાં બતાવ્યા પ્રમાણે નીદાન કરી લેવું જેથી બાઇ તે વૃત્તાંત અત્ર હું તને દર્શાવતો નથી.

૩ ચીકીત્સા—તેમાં શરીરના અવયવોની પરીક્ષા તેના ભેદ.

મળ પરીક્ષા—મુત્ર પરીક્ષા, નેત્ર પરીક્ષા જીભની પરીક્ષા દાંત પરીક્ષા ચામડીના રંગની પરીક્ષા નખની પરીક્ષા મોંઢાના ચેહેરાની પરીક્ષા વગેરે બીજી ઘણી પરીક્ષાઓ કરવાની છે.

ગુરૂ—પણ બાઇ એ હું તને આ બધી પરીક્ષાનો વીગતવાર હેવાલ બતાવું તો લેખક લખતાં પણ કંટાળી જાય અને તેનો લખતાં લખતાં અંત પણ આવે તેમ નથી માટે સાર સારજ હું તને લખાવુંછું તેટલોજ તું શ્રવણ કરજે. તો આ પુસ્તક પોતાના અને પારકાના સઘળા કાર્યમાં ઉપયોગી થઇ પડશે.

શિષ્ય—પેલી ઉપરની ચીકીત્સામાંતો અધુરૂ રહ્યું.

ગુરૂ—હા ભાઇ તું સાધારણ જાણતો નથી કે હાથ, પગ નખ ચામડી નેત્રો વગેરેમાં પીળાશ હોયતો કમળો ગણાય અને ફીકાશ હોય ને ડેબર જેવું હોય તો પીડ ગણાય ત્રીદોષવાળાની જીભ ફાટી જાય છે બકે છે લવારી કરે છે નાસે છે હાથના નખ કાળા પડેતો દરદી મરણ પામે છે આંખનો રંગ લાલઘુમ થાય તો શરીરમાં ગરમીનો આવેશ હોવો જોઇએ સફેદ રંગનો પેશાબ સારો શરીરની ગરમીથી અગર તાવથી પીળો ઉતરે છે રકતપીત્તના બગાડથી લાલ ઉતરે છે. ધાતુક્ષીણતાથી ચીકાશવાળો ઉતરે છે. પેશાબ કરતા પહેલાં ધાતુ જવી અને કેટલાકને પછી જાય છે તે પણ ખરાબ છે.

શિષ્ય—મહારાજ, ત્યારે ધાતુઓની મારણ ક્રીયા કેવી રીતે થતી હશે ?

ગુરૂ—ભાઇ, તેની જે જે રીતથી ક્રીયાઓ થાય છે તે કહું છું સાંભળ ધાતુઓ બે પ્રકારથી ફૂંકવામાં આવે છે એક તો દેશી રસાયનોથી અને બીજી રીતે વનસ્પતિથી મારી શકાય છે.

શિષ્ય—સ્વદેશી રસાયનો તો મહારાજ કેટલાક લોકો કહે છે કે ખવાય નહીં ? ત્યારે આ તમે શું કહો છો ?

ગુરૂ—ભાઇ દેશી રસાયનો એટલે પારો, ગંધક, હરતાલ, મનસીલ વગેરેમાં તાંબુ લોઢું કલઇ સીસું સોનું ચાંદી વગેરે મરી જાય છે ખરી પણ તે ભસ્મો જો મારતાં કાચી રહે તો ફુટી નીકળે છે અને વળી કદાપી પાકી હોય પણ ખાવામાં પથ્ય ન રાખે તો પણ બીતી ભરેલું છે જેથી તે રીતી પ્રમાણે હું તને બતાવતો નથી માત્ર વનસ્પતિથીજ મારેલી ભસ્મો વાપરવા હું તને ભલામણ

કરેલું જેથી કાચી હોય તો પણ હરકત નહી અને પથ્ય ન સચવાય તોપણ હરકત નથી.

શિષ્ય—ત્યારે મહારાજ તે ક્રીયાઓ મને બતાવો.

ગુરૂ— ભસ્મનો અધિકાર.

પ્રવાલ ભસ્મ.

રીત—શુદ્ધ પરવાળાં તોલા ૪ પાનના રસમાં દીન ૩ પલાળી રાખવાં પછી તે રસ સુકાઇ જાય એટલે તેને કુવારના પાઠાના રસમાં દીન ૩ પલાળી રાખવાં વળી સુકાય તાકે ત્યારબાદ આકડાના દુધમાં દીવસ ૩ પલાળી રાખવાં પછી એક કોડીઆમાં આકડાનું દુધ ભરીને તેમાં પેલાં તોલા ૪ પ્રવાળાં નાંખી બે કોડીયાં સંપુટ કરી કપડ માટી કરી જમીનમાં ગજ ઊંડો ગજ પહોળો ને ગજ લાંબો ખાડો કરી તેમાં છાણાં ભરી વચમાં સંપુટ મુકી ફુંકી દીધેથી ખાખ થાય.

માત્રા—રતી ૧ થી ૨

મધ પીપરમાં ચાટવાં ઉપર પાન દુધ સાકર ઘઉં ખાવા ગરમ ચીજ ખાવી નહીં.

ફાયદા—કફ, પિત્ત, રક્તપીત્ત, ઉધરસ અને આંખના રોગો મટાડે છે.

શંખ, કોડી અને છીપની ભસ્મો.

( એકજ પ્રકારે મરે છે )

રીત—આકડાના દુધમાં અગર લીંબુના રસમાં અગર કુવારમાં દીન ૩ અગર ૭ પલાળી મુકીને ફુંકવાથી ભસ્મ થાય છે.

માત્રા—રતી ૧ થી ૨

ફાયદા—કૃમીમારક, પાચક, ભૂખ લગાડનાર, મંદાગ્ની અને પેટના દુખાવા મટાડનાર છે.

## મંડુર ભસ્મ.

રીત—ઘણા વરસનું કટાઇ ગએલું લોઢું લઇ તેને ગરમ કરી ગાયના મૂત્રમાં બોળવું. એમ બે ચાર વખત કરવું. પછી તે લોઢાને કચરી ભુકો કરીને ત્રીફળા કવાથ ( હરડાં, બેહેડાં, આંમળાં ) સરખે વજને પાણીમાં ઊકાળી તેનો કાઢો કરી તે કાઢામાં પેલો ભુકો નાંખી ગજપુટ અગનીમાં પકાવેથી ભસ્મ થાય છે.

માત્રા- રતી ૨ થી ૪

મધ પીપરમાં ચાટવું.

ફાયદા—પાંડુરોગ, કમળો, સોજા, વાયુ, અંગની ક્ષીણતા, પિત્ત, અર્શ, મંદાગ્ની મટાડે છે. નાના બચ્ચાંને ઘણી માફક આવે છે.

## લોહ ભસ્મ ( ફુરાંસી )

રીતી—ફરાંસીના ભુકાને મધમાં લોચો કરી ગજપુટ અગનીમાં ફુકવું. તે પ્રમાણે વારંવાર સાત વખત ફુકવાથી ભસ્મ થઇ જાય છે.

## બીજો પ્રકાર.

રીતી—ચોખ્ખી ફુરાંસીનું લોઢું લુવાર પાસે ઘસાવવું બાદ તેને પાણીમાં ધોઇ સાફ કરવું ત્યારબાદ તે ભુકાને એક ચૂલે કલેડામાં સેકવું. ગરમ થયે ગાયના મૂત્રમાં ઠારવું એવી

---

સુચના-દેશી યા અંગ્રેજી કોઇપણ દવા ખાતી વખતે તેલ, મરચુ, કોઇપણ જાતની ખટાસ, હીંગ વગેરેની પરહેજી જરૂર રાખવાથી દવા જલદી ફાયદો કરે છે.

રીતે સાત વખત તપાવવું ને મૂત્ર રેડતા જવું. પછી તે ભુકાને કાઢી લઇને એક માટીના કુંડામાં ભરવું. અને તેને ભાંગરો, કાળી હાંડીનો જેને કાટવું કહે છે તેના રસમાં પલાળી મુકવું અને તડકે રાખવું. રાત્રીએ છાપરા ઉપર ખુલ્લું મુકવું. સુકાય એટલે તેને દરરોજ ખલવું ને નવા પુટ દેવા નવો રસ રેડવો એ પ્રમાણે આ નીચે લખેલી વનસ્પતીઓના પુટ નાંખવાથી ચંદ્ર સુર્યના સંયોગી ભસ્મ અત્યુત્તમ થાય છે.

ચણી જાંબુડાં (ફળ)ના પુટ ૪ ફળ ન મળે તો છાલનો રસ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| તઇડીઓ | પુટ | ૪ | આદુ | પુટ | ૪ |
| સરગવો | ... | ૪ | ચેણી વરખડી... | | ૪ |
| અરડુસો | ... | ૪ | વરખડો | ... | ૪ |
| લસણ | ... | ૪ | બાવળનાપાંદડ ... | | ૪ |
| ડુંગલી | ... | ૪ | ભાંગરો | ... | ૪ |
| બકરીનું મુત્ર | ... | ૪ | કુતરી | ... | ૪ |
| ઘેટીના મુત્ર | ... | ૪ | બીજોરૂ | ... | ૪ |
| ગૌમુત્ર | ... | ૪ | શેરડીનો રસ ... | | ૪ |
| આકડાના દુધ ... | | ૪ | કુવાર | ... | ૪ |
| લીંબુના રસના ... | | ૪ | ત્રીફળા કવાથ ... | | ૪ |
| ચીત્રકમુળની છાલના | | ૪ | અંજમો | ... | ૪ |
| પાનના | ... | ૪ | મધના | ... | ૪ |

એ પ્રમાણે પુટ નંગ ૧૦૦ દેવાથી લોહ ભસ્મ ઊત્તમ બને છે.

મધ પીપરમાં ચાટવું. માત્રા વાલ ૧ થી ૨ મોટાને

માત્રા રતી ૧ થી ૨ નાનાને.

ફાયદા—પાંડુ, વાયુ, ક્ષીણતા, પિત્ત, અર્શ, સંગ્રહણી, કફ, પ્રમેહ, ગુલ્મ, ક્ષય, ઉલટી, અરુચી, જીર્ણજ્વર, સાંધાના રોગ અને મંદાગ્નીને મટાડે છે.

## ચાંદીની ભસ્મ.

રીતી—પાઘડીનો છેડો બાળી તેની ચાંદીના વાળા લેવા તેને થોરીના ડાખડાને બાળીને તેના રસમાં ખલવા. મીશ્ર થયે તેની લુગદીને સંપુટમાં મુકી હલકા ગજપુટથી ફુકી દેવુ ખાખ થાય.

માત્રા—રતી ૨ થી ૪ સાકરના શીરામાં ખાવું.

ફાયદા—પાંડુ ક્ષય, પિત્ત, વાયુ, ગુલ્મ, કફ, પ્રમેહ, સ્વાસ, યકૃત અને પ્લીહના રોગ, શોજા, ઉધરસ, અપંસ્માર, શુળ, તાવ, જળોદર, વીર્ય તથા બુદ્ધી વધારે છે, અર્શને મટાડે છે, ક્ષુધા પ્રદીપ્ત કરે છે.

## બંગ ( કે વંગ ભસ્મ )

રીતી—પ્રથમ છાણાં નંગ ૧૨ નીચે ગોઠવી તે ઉપર એક મોટું છાણું મુકવું તેની ઉપર આમલીની ખરવડ કુચરીને શેર ll પાથરવી. વચમાં કલઇ તોલો ૧ મુકવી. ઉપર બીજી ખરવડ પાથરીને તેના ઉપર બીજુ છાણું મોટું ઊંધુ પાડી તેના ઉપર બીજાં છાણાં નંગ ૧૨ મુકી દેવાં અને અગની કરવો. બીજે દીવસે બઠી ખોલવી ભસ્મ થઇ જશે.

માત્રા— રતી ૧ થી ૨ પાનમાં ખાવું.

ફાયદા—ઊધરસ, સ્વાસ, ગુલ્મ, પત પ્રમેહ, ચકરી, માથાનો દુખાવો, કફ, ક્ષય, પાંડુ, ઉલટી, શુળ, પ્રદર, યકૃતના રોગ તથા અજીર્ણ માથાના રોગોમાં મુખ્ય છે.

## તામ્ર ભસ્મ.

રીતી—તાંબુ તોલો ૧ કલઈ તોલો ૧ કલઈનું પત્રુ કરી તાંબા ઉપર વીંટવું. પછી કાળા ધંતુરાનાં પાંદડાંની લુગદી શકોરામાં ભારી તેમાં કલઈ ચઢાવેલું તાંબુ મુકી, ઊપર બીજી લુગદી મુકી તે ઉપર સકોરાનું સંપુટ કરી કપડ માટી કરી તેને સખત ગજ પુટ અગનીમાં મુકવું. ગજપુટમાં છાણાં ભરતી વખતે તેમાં આમલીની ખરવડ મણુ ના અડધો ભરી તે ઉપર સપુટ મુકી ઉપર છાણાં ભરી ગજપુટ ફુકી દેવો જો કલઈ તાંબુ મીશ્ર થએલું હોય તો મરી ગયું છે તેમ જાણવું નહીતો જુદુ જુદુ હોય તો કાચું છે, તેને પાકેલાને ખાંયણી પરાળમાં કચરી નાંખવાથી ભસ્મ આસમાની રંગની થઇ જાય છે.

મધ પીપરમાં ચાટવું, મધમાં ચાટવું.

માત્રા—રતી ૧ થી ૨ પાનમાં ચાટવું.

ફાયદા—ઊલટી, ઝાડો, ભમ, દાહ, ચળ, પાંડુ, તાવ, ગુલ્મ, પ્લીહરોગ, ક્ષય, મંદાગ્ની, શ્વાસ, ઉધરસ, સંગ્રહણી, વાયુ, જલોદર, કોઠોદર કૃમી, અર્શ, માથાનો દુખાવો, પ્રમેહ, સોજા તથા રક્તવાયુને મટાડે છે અને ગુમડામાં રૂઝ લાવે છે.

## જસદની ભસ્મ.

જસદને ઉકાળીને ગળજીભીના રસમાં રેડવાથી ભસ્મ થાય છે.

માત્રા—રતી ૧ થી ૨ પાનમાં ખાવું.

ફાયદા—પ્રમેહ મટી જાય છે.

## ધોળી અભ્રક ભસ્મ

રીતી—ધોળી અભ્રક અને તેટલોજ હાડીઆ કરસણુનો રસ, બન્નેને એકત્ર ખલી સંપુટમાં મુકી ગજપુટ અગનીથી ફુંકવું ખાખ થાય.

સુચના—ધોળી અભ્રકની ભસ્મ ખાવામાં વપરાતી નથી.

## અભ્રક ભસ્મ (કાળી સમજવી.)

રીતી.—હાડીઆ કલારનો રસ તેમાં કાળી અભ્રક ખલ કરી તેનો ગોળો બાંધી સંપુટમાં મુકી ગજપુટ અગનીમાં ફુંકવું ખાખ થાય.

## બીજો પ્રકાર.

અભ્રકનું સોધન અને મારણ.

રીતી–તાંદળજો અને લીંબુના રસમાં પ્રહર ૮ સુધી પલાળી રાખેથી શુધ થાય છે.

૨ કાળી અભ્રકને દેવતામાં લાલ તપાવી ભેંસ બકરી કે ઘેટીના દુધમા બોળવી પછી તેનાં જુદાં જુદાં પડ કરી નાંખવાં તે પડો અને નવટાંક ડાંગર બંનેને એક કામળના કકડામાં ઘાલી મસળતા જવું અને ઉપર પાણી રેડતા જવું. બધી અભ્રક નીચે આવી જાય ત્યાર પછી નીચેના વાસણમાંનું પાણી નીતરેલું ફેંકી દઈને તે અભ્રકને શુકવી દેવી તે ધાન્યાભ્રક કહેવાય છે.

## ભસ્મનો પ્રકાર.

ત્યારબાદ તે અભ્રકને આકડાના દુધમાં ખલ કરવી. ખલી ટીકડી બાંધી ટીકડી ઉપર આકડાનું પાન વીંટાળી સરાવ સંપુટમાં ઘાલી ગજપુટ અગ્નીમાં ફુંકી દેવું. એવી

રીતે દશ વખત ફુંકવાથી ગુલાબી રંગની ઉત્તમ ભસ્મ થાયે છે.

માત્રા–રતી ના થી ૨ આકરના શીરામાં ખાવું.

ફાયદા—પૌષ્ટીક વાયુના દરદો, ક્ષય, વાતપિત, કફ, પ્રમેહ, પ્લીહ, ઊદર, કોઢ, કૃમી, સ્વાસ, ભગંદર, અંધપણું, ઊધરસ, ક્ષત, સંગ્રહણી, પાંડુ, કમળો. ગુલ્મ, શુળ, શોષ, હૃદ રોગ, વીર્ય વધારે છે અને રૂચી તથા બળ આપે છે.

---

# પ્રકરણ ૫ મું.

## ગુટીકા અધિકાર.

### મહાજ્વરાંકુશવટી.

ત્રીકટુ ( સુંઠ, મરી, પીપર, ) તોલા ૩ સોધ્યો પારો તોલો ૧ સોધ્યો ગંધક તોલો ૧ વછનાગ તોલો ૧ ગાયના મુત્રમાં સોધેલો કાળા ધંતુરાનાં બીજ સોધેલાં તોલા ૩ એ સરવેથી બમણું વજને કાંટા ધંતુરાનાં મુળ મેળવી ચૂર્ણ કરવું પછી તેને આદાના રસમાં દીન ૩ ખલી ગોળી રતી ૧ ની બાંધવી.

માત્રા– રતી ૧ થી ૨ ગોળી ખાઇ ઉપર ઘી ખીચડી ખાવું. મહાન જ્વર જાય.

ફાયદા—મધ ને આદાના રસમાં આપવાથી ત્રીદોષ દ્વીદોષ, સનીપાત જ્વર જાય.

## લઘુ વસંતમાલિની.

ખરપર ( ખાપરીયું ) ભાગ ૨ મરી ભાગ ૧ એ બન્નેને માંખણમાં ખલવું ઘીનું ચીકટ મટે ત્યાં સુધી ખલવું. પછી લીંબુના રસમાં ખલવું.

માત્રા— રતી ૧ થી ૨ ખાસ બચ્ચાંને માટે.

ફાયદા—કફ, પિત્ત, વાત્ત, ઊદર રોગ, શરીરની કૃષતા. પૌષ્ટીક છે.

## સુવર્ણ વસંતમાલિની.

સોનાના વરખ ભાગ ૧ હીંગળોક ભાગ ૩ ખરપર ૮ ભાગ સાચાં મોતી ૨ ભાગ મરી ૪ ભાગ ઉપરની સરવે ચીજને માંખણમાં ખલવું જ્યાં સુધી ચીકટ મટે અને સોનાનાં પરમાણું અદ્રશ્ય થાય ત્યાં સુધી. પછી લીંબુના રસમાં ખલવું. જ્યારે સુવર્ણ પરમાણું દેખાય નહી ત્યારે બંધ કરવું.

માત્રા— ૨ ગ્રેનથી ૮ ગ્રેન.

ફાયદા—ક્ષય, શ્વાસ, દમ, હાંફ મટે છે ધાતુપૌષ્ટીકછે

પથ્ય—દુધ, ભાત, ઘી, સાકર ખાવું.

## બૃહત્.

## સુવર્ણ વસંતમાલિની.

સોનાના વરખ તોલો ૧ હીંગળોક તોલા ૩ સાચાં મોતી તોલા ૨ મરી તોલા ૪ ખરપર તોલા ૮ કસ્તુરી તોલો ૧

નાગ ભસ્મ તો. ૧ પીપર તોલા ૨ પ્રવાલ ભસ્મ તોલો ૧ અભ્રક ભસ્મ તોલો ૧ બંગ ભસ્મ તોલો ૧ ગેરૂ ચંદન તોલો ૧ તામ્ર ભસ્મ તોલો ૧ ઉપરની સર્વે જણસોને આંખણુમાં ચીકટ મટે ત્યાં સુધી ખલવું. બાદ લીંબુના રસમાં જ્યાં સુધી સોનાનાં પરમાણું અદૃશ્ય થાય ત્યાં સુધી લખવું.

માત્રા—ગ્રેન ૧ થી ૪ મધ-પીંપરમાં ચાટવું.

ફાયદા—ક્ષય, શ્વાસ, કાસ, ઉધરસ વાત રોગ કફના રોગો પીત્તના રોગો વગેરે મટાડી શરીર પુષ્ટ કરે છે. વીર્યને સ્તંભન કરી વૃદ્ધિ કરે છે.

## અગ્નીકુમારવટી.

પારો તો. ૧ ગંધક તો. ૧ મરી તો. ૧ વછનાગ તો. ૧ સોધ્યો ટંકણ તોલો ૧ શંખ ભસ્મ તો. ૧ કોડીની ભસ્મ તો. ૧ બીજોરાના રસમાં ખલવું (ભાવના દેવી તે)

માત્રા-રતી ૧ થી ૨ મધ આદાના રસમાં.

ફાયદા—ચુંક, સૂળ, અજીર્ણ, સન્નીપાત, ખાંસી, મંદાગ્નિ વગેરે મટાડે છે.

## કનકસુંદર રસ.

શંખને બાળીને તેની ભસ્મ કરવી તેને આકડાના દુધમાં ખલવી, અને તડકે સુકવવી તે શંખ ભસ્મના આઠમા ભાગે ધંતુરાનાં બીજ નાંખી ખલવું, પછી તેમાં પારો રતી ૨ નાંખી ખલવું, નાગરવેલના પાનમાં ખલવું.

માત્રા—રતી ૧ થી ૨.

ફાયદા—શ્વાસ, કાસ, જ્વર, ભિખરસ, વાયુનાં દરદો મટે છે.

શિષ્ય—મહારાજ એવી કોઇ ગોળી હશે કે એકની એક ગોળી ઘણા રોગો ઉપર ચાલે વારૂ ?

ગુરૂ—હા ભાઇ છે પણ તે ગોળીને અનુપાન વ્યાધી પ્રમાણે ફેરવવાં પડે છે તે ગોળીને અશ્વચોળી કે ઘોડાચોળીવટી કહે છે. તે હું કહુંછું સાંભળ.

## ઘોડાચોળીવટી.

( ચોપાઇ. )

રસ વીસ ગંધકને હરતાળ, ત્રીફળા ત્રીકટુ ટંકણખાર; ૧
અજેપાળ ભૃંગ રસસું બાંધે ગોળી, ચોસઠ રોગ હણે ઘોડા ચોળી. ૨

રીત—પારો, વછનાગ, ગંધક, હરતાળ, હરડાં, આમળાં, સુંઠ, મરી, પીંપર, ટંકણખાર અને નેપાળો તેની ભાંગરાના રસમાં ગોળી બાંધવી.

માત્રા—રતી ૧ થી ૨.

ફાયદા અને તેનાં જુદાં જુદાં અનુપાન—૧ ચોખાના ધોવણમાં ખાય તો સંગ્રહણી મટે. ૨ દીવેલમાં આપે તો મળ છુટે. ૩ આદાના રસમાં વીંછી ઉતરે. ૪ આઝાસુપાઇએ વીંછી ઉતરે. ૫ નાગર વેલના પાનમાં સાપનું ઝેર ઉતરે. ૬ ઘીમાં દેતો વાયુ જાય. ૭ ભાંગરાના રસમાં પીત્ત સમે. ૮ બાલીના દુધમાં દેતો કીડીઓ પ્રમેહ જાય. ૯ લીંબુના રસમાં વાયુ બંધકોશ જાય. ૧૦ નગોડના રસમાં ધાતુરક્ત સમે. ૧૧ આમળાંના રસમાં તાપ દાહ સમે. ૧૨ કાસુંદરીના રસમાં ( ઝીંઝી ) ભુખ લાગે. ૧૩ આમળાં.

ના કવાથમાં જીનવા મટે. ૧૪ ત્રીફળા કવાથમાં વીર્ય સ્તં-
ભે. ૧૫ બરમધમાં દેતો બુદ્ધી વધે. ૧૬ નાગાર્જુનમાં દેતો
તાવ સમે. ૧૭ મોચ રસમાં વીર્ય સ્તંભે. ૧૮ વાવડીંગમાં
દેતો સ્ત્રીનો યોનીવાયુ સમે. ૧૯ મધમાં દેતો અરૂચી સમે.
૨૦ લવીંગમાં મુસ્તક વ્યથા સમે. ૨૧ લીંબુના રસમાં આં-
ખ વ્યથા સમે પણ નેત્રે લેપ કરવો. ૨૨ ગાયના ઘીમાં
પેટનું શુળ સમે. ૨૩ આછણમાં દાંતબંધ છુટે. ૨૪ દહી-
માં અજીર્ણ સમે. ૨૫ ધંતુરાના બીજમાં સીત જ્વર જાય.
૨૬ ગાયના મુત્રમાં સીતજ્વર જાય શરીરની ફુટ સમે. ૨૭
પાણીમાં ઘસી ચોપડે તો કુતરાનું ઝેર ઉતરે. ૨૮ સેવાળ-
માં દેતો સોજા ઉતરે. ૨૯ નાગરવેલના પાનમાં ચોપડે તો
ધાધર જાય. ૩૦ બીજોરાના રસમાં ભુખ થાય. ૩૧ પા-
નમાં અજીર્ણ સમે. ૩૨ ભેંસના મુત્રમાં પાંચ જાતના વાયુ
જાય. ૩૩ તેલમાં ઘસી આંખે અંજન કરે વાખદ જાય.
૩૪ જાયફલમાં દેતો જળ પ્રમેહ મટે. ૩૫ તુલસીના રસ-
માં ચોપડે ધાધર જાય. ૩૬ ભોંય કોળાના રસમાં પ્રમેહ
જાય. ૩૭ પતજીવાના બીજના રસમાં વંધ્યા પુત્ર પ્રસવે.
૩૮ તાંદળજાના રસમાં દેતો મંડળ ચાંદાં જાય. ૩૯ ગા-
યના ઘીમાં ઝેર ઉતરે. ૪૦ વજમાં દેતો જીભ લવતી રહે.
૪૧ અજમો ટાંક ૩ ત્રીફળા ટાંક ૩ સાથે દીન ૨૧ ગોળી
ખાય તો દાઝ, ઉધરસ, શ્વાસ સમે. ૪૨ જીરા સાકરમાં જીર્ણ-
જ્વર જાય. ૪૩ જીરાસુ ગોળી કરેતો સોફ જાય. ૪૪ આછણ-
માં વરાગડુ મીઠું નાખી એક કરી દીન ૨૧ અંગ મરદન
કરેતો હરસ રોગ સમે. ૪૫ દેવદાર, ઉપલેટ, હીંગ, ચોપા-
ો, સીંધવખાર, અજમો, ચુનો ઘોળી સરવે એકત્ર કરી
દીન ૬ મરદન કરેતો હસ્ત રોગ સમે. ૪૬ ચંપાને પાણી
ે ચૈત્ર માસે સેવન કરે તો શરીરની ગંધ જાય. ૪૭ ગો-

પીચંદન ટાંક ૬ ગોળી મુક્ત કરે તો રક્ત પ્રવાહ સમે. ૪૮ ઘી ટાંક ૩ સુ ગોળી કીજે પથ્ય—ભાત દુધ ખાય તો બ. સીઓ પ્રમેહ જાય. ૪૯ અરમાળાના રસમાં ખાંસી ઉધરસ સમે. ૫૦ ખેરનાં પાદડાં સાકર મુક્ત કરતો મુત્ર કૃચ્છ છુટે. ૫૧ સુંઠ. સોપારી, સાકરથું પ્રમેહ જાય. ૫૨ ગાયના દુધમાં અંગે મરદન કરેતો સંધીવાયુ જાય. ૫૩ વાસી પાણીમાં આંખે અંજન કરેતો આંખ દુખતી મટે. ૫૪ સુરખુસુ ગોળી કરેતો હરસ મટે. ૫૫ આકડાના દુધસુ ગોળી કરેતો ખેનની કોથળી મટે. ૫૬ સુખડસું લેપ કરેતો અમર મટે. ૫૭ આકલકરાથી ઉધરસ શ્વાસ મટે. ૫૮ ત્રીકટુ ત્રાફળાથી વાત, પીત, શ્વાસ, સળેખમ મટે. ૫૯ ભીલામામાં મુખરોગ સમે. ૬૦ તુલસીના પાનના રસસું ત્રીજીઓ જ્વર જાય. ૬૧ લસણનો રસ, સરગવાની છાલ્ય, રાઇ મીઠુ ગોળી એકત્ર કરી માથે બાધેતો સન્નીપાત જાય. ૬૨ ચોપચીનીસું ફરંગ વાયુ સમે. ૬૩ અળસીના તેલમાં ચોપડે તો ઉષ્ણ દાઝ સમે. ૬૪ કોઠ, કાળુજીરૂં, સાકર, એ સાથે આપીએ તો અતીસાર નાશ થાય.

## અંબીવાતવટી.

હીંગોરાની ગોટલી, આંબાની ગોટલી, મરઘાસીંગ, ખેચરસ, અતીવીષ, કાકડા સીંગ, સુંઠ, જાયફલ, ભાંગ, ગાજ્ને અફીણ, બીલીનો ગરભ, ધાવડીનાં ફુલ, ઇંદ્રજવ, જાવંત્રી, એ સમ ભાગે લઇ પાનના રસમાં ગોળી બાંધવી ચણા જેવડી.

માત્રા—રતી ૩ થી ૬

ફાયદા—ગોળી ૧ થી ૨ સવાર સાંજ દહીંમાં ખાવી. મરડો, અતીસાર, ઉલટી, તાવ તથા જળસ સોથી પડતું બંધ થાય.

## અભ્રુલ ગુટીકા.

પારો, ગંધક, બહેડાં, હરડેદળ, અરડુસો, ભારંગ મુળ, પીપર તેને બાવળના રસની ભાવના દેવી, લીંબુના રસની ભાવના દેવી.

માત્રા—રતી ૧ થી ૨ અરડુસાના રસમાં પીવી.

ફાયદા—શ્વાસ, દમ, ઉધરસ, ખાંસી વગેરે સમે છે, જીર્ણજ્વર સમે છે.

## જ્વરાન્હી નામ રસ.

હીંગળોક તો. ૧ ટંકણ તો. ૧ સુવર્ણ માક્ષીક તો. ૧ હળદર તો. ૧ પારો તો. ૧ ગંધક તો. ૧ સીસુ તો. ૧ સુઠ તો. ૧ મરી તો. ૧ પીપર તો. ૧ સાબર સીંગાની ભસ્મ તો. ૧૦ સોધ્યો નેપાળો તો. ૧૦

માત્રા–રતી ૨ થી ૪

ફાયદા—ત્રીદોષ, સન્નીપાત તથા સરવે જાતના જ્વર જાય.

## સરવે જાતના અતિસાર ઉપર.

હીંગળોક, કેસર, જાવંત્રી, ગોરચંદન, જીરૂ, ચીનીકબાલા, ઇંદ્રજવ, આંબાની ગોટલી, સુંઠ, લવીંગ, સાકર, કોઠાનો ગરભ, અફીણ, નાગરવેલના પાનના રસમાં દીન એક ખલવું.

---

* એક મેડીકલ બીફ નામના ન્યુસપેપરમાં ડાક્ટર હેલ્થ જણાવે છે કે માયફળ નંગ ૬ અને કાયફળ નંગ ૬ દીવસમાં ત્રણ વખત ફાકવાથી અતીસાર મટે છે.

માત્રા—રતી ૧ થી ૨ સવાર સાંજ ગોળી એક એક ખાવી.

## બચ્ચાંને માટે આગરૂની ગોળી.

જાયફળ, જાવંત્રી, એલચી, કેસર, અફીણ, વાંસકપુર, કાથો અતિવીષ, પીંપર, ખેરસાર, તજ જવખાર, ટંકણખાર, હરડે, ખારેક, કાચ એળીઓ, બદામની મીંજ, ભાંગ, લવીંગ, ચીનીકબાલા, પાષાણભેદ, હીંગળોક, હીંગોરાની ગોટલી, ધાવડીનાં ફુલ, મોચરસ, આ સરવે નાગરવેલના પાનના રસમાં ખલવું. ગોળી નાના મગ જેવડી બાંધવી સવારસાંજ નાના છોકરાને એક એક ખવરાવવી.

## ધાતુપૈષ્ટીક ચૂર્ણ.

એખરાનાં બીજ , ગોખરૂ, કૌચાં, ધોળી મુસળી, કાળી મુસળી, એલચી, કેસર, નાગ કેસર, પીંપર, જાયફળ, ચીનીકબાલા, ઇંદ્રજવ, સાલમદાણા, પંજાળી સાલમ, મુગલાઇ બેદાણા, બહુફળી, ખસખસ, જાવંત્રી, બળબીજ, પીંપરીમુળ, સરવેનું ચૂર્ણ કરી દુધમાં દરરોજ ઉકાળીને પીવાથી પૌષ્ટીક થાય છે ધાતુ વધે છે.

માત્રા—૧ ડ્રામ થી ૨.

## ચંદ્રોદયવટી.

હીંગળોક તો. ૨॥ વછનાગ દુધમાં સોધેલો તો. ૨ મરી તો. ૩ સોધ્યો ટંકણ તો. ૨ પીંપર તો. ૨ જાયફળ તો. ૧ જાવંત્રી તો. ૧ એલચી તો. ૧ કેસર તો. ૦॥ અક્કલકરો તો. ૨ ખુરાસાની અજમો તો. ૧॥ ગંઠોડા તો. ૨ અફીણ વાલ ૪ ચાંદીના વરખ તો. ૧ સોનાના વરખ તો. ૧ લોહભસ્મ તો. ૧ કસ્તુરી વાલ ૨ આદાના રસમાં ગોળી બાંધવી રતી એકની.

માત્રા—રતી ૧ થી ૪ પાનમાં ખાવી.

ફાયદા—અજીર્ણ, ગુલ્મ, વાત, પીત્ત, કફ, ઉધરસ, ધાતુક્ષીણતા, શરીરનું સુકાવું, અતીસાર, નેત્ર રોગ વગેરેને મટાડી વીર્ય વધારે છે.

### તામ્ર ભૈરવ રસ.

તામ્ર ભસ્મ તો. ૩ મરી તો. ૩ વછનાગ તો. ૧ ગંધક તો. ૧ પારો તો ૧ સર્વેનું ચુર્ણ કરવું.

માત્રા—રતી ૧ થી ૨ નાગરવેલના પાનમાં ખાવી.

ફાયદા—ધાતુક્ષય શાન્તી.

---

સુચના—૧ એક મેડીકલ ડાક્ટર લખે છે કે ડ્રાઇડ આલ્યમ (ફુલાવેલી ફટકડી) ગ્રેન ૨૦ અને સ્પીરીટ આ-મોન્યા એરોમેટીક ટીપાં ૨૦ એ બંને મીશ્ર કરી દર ચાર ચાર કલાકે પાવાથી સાપ નાગ વગેરે ઝેરી જાનવરોના ડંખ ઉતરી જાય છે.

૨ એક અમેરીકાના મેડીકલ ન્યુસપેપરમાં લખે છે કે બેરમ (Bayrum) ૩ આૅાંસ લવોન્ડીકમ્પોઝી (Lavonade Composee) (V. Smishs) નું ૧ આૅાંસ મેન્થોલ ક્રાઇ-સ્ટલ (Menthol Crystals) ના ડ્રામ, બેરમ ચોખ્ખી બાટલીમાં ભરવું પછી મેન્થોલ નાખવું પછી લવોન્ડી ક-મ્પોઝી નાખવું મીશ્ર થયે વાળ ઉપર ઘસવાથી ધોળા હોય તે કાળા રંગના થાય છે, અને નવા ઉગે છે વાળની જરૂર ન હોય ત્યાં ચોપડવું નહીં. મહાકાલ.

# પ્રકરણ ૬ ઠું.

## સોધનનો અધિકાર.

પારાને કોયળામાં ખસવાથી શુદ્ધ થાય છે.

### ગંધક સોધન.

ગંધકને ડોયલામાં દુધ ભરી તે ડોયલાના મોંઢા ઉપર લુગડું વીંટી ને તે લુગડામાં ગંધક મુકવો ઉપર કલેડું ઢાંકી તે ડોયલાના મોંઢાને કપડ માટી કરી ઉપર આગી કરવો એટલે ગંધક ગળી જઇ દુધમાં નીચે પડશે તે ગંધક સોધેલો છે. તે સોધેલો ગંધક.

### ખરપર ( સોધન ) સુદ્ધી.

તે સોધેલો ગંધક તો. ૫ તેને લીંબુના રસમાં ખલી છાણાં શેર ૧૦ માં સરાવ સંપુટ કરી ફુકી દીધેથી તે શુદ્ધ ખરપર થાય છે.

માત્રા—રતી ૧ થી ૨.

ફાયદા—નાના બચ્ચાંને સવારમાં દુધમાં સાંજે હરડેમાં આપવાથી ગરમીનાં દરદો. ખુલાસાથી દસ્ત આવે છે, ભુખ, ખસ, રક્ત સોધક છે પૌષ્ટીક છે.

### ધંતુરાનાં બીજ ( કનક બીજ સોધન )

ધંતુરાના બીજને ગાયના મુત્રમાં દીન ૪ પલાળી રાખેથી શુદ્ધ થાય છે.

### ટંકણ સોધન.

ટંકણ ખારને ભેંસના છાણમાં ઘોઇ ફુલાવેથી શુદ્ધ થાય છે.

### ગુગળ સોધન.

ગુગળને ગળોના કવાથમાં સોધવો.

### હીંગળોક સોધન.

હીંગળોકને ઘેટીના દુધમાં ખલ કરી છાંયડે સુકવવાથી શુદ્ધ થાય છે.

### વછનાગ સોધન.

ગાયના મુત્રમાં કે ભેંસના દુધમાં દોલા યંત્રથી સોધવો.

### સીલાજીત સોધન.

એક દીવસ ગાયના દુધમાં એક દીવસ ભાંગરાના રસમાં તથા ત્રીફળા ક્વાથમાં રાખવાથી શુદ્ધ થાય છે.



## ક્વાથનો અધિકાર,

### બૃહત્.

### મંજીષ્ઠાદી ક્વાથ.

મજીઠ ૧ ત્રીફલા ૪ ચારોળી ૫ ભો ૬ બ્રાહ્મી ૭ ખોરાસાની વજ ૮ પુષ્કર મુળ ૯ ભાંગરો ૧૦ ત્રીકટુ ૧૩ કરીયાતુ ૧૪ અતીવીષ ૧૫ નગોડ ૧૬ ગરમાળો ૧૭ ત્રાયમાણ ૧૮ ખેરસાર ૧૯ કડાછાલ ૨૦ પીઠ ૨૧ હળદર ૨૨ દારૂ હળદર ૨૩ રોહીસ ૨૪ કડુ ૨૫ પીત્ત પાપડો ૨૬ અરડુસો ૨૭ ઈંદ્રજવ ૨૮ જવાસા ૨૯ ઈંદરવરણી ૩૦ ઉપલેટ ૩૧ એરંડાનાં મુળ ૩૨ લીમડાની છાલ ૩૩ ચીત્રા છાલ ૩૪ સતાવર ૩૫ ભારંગ ૩૬ અલીઆગર ૩૭ શંઠક ચોરો ૩૮ પીલુડી ૩૯ ધવમુળ ૪૦ પાડલ ૪૧ નસોતર ૪૨ તેજવતી ૪૩ વાળો ૪૪ દંતી મુળ ૪૫ ખાખરાની છાલ ૪૬ સુખડ ૪૭ રતાંદળી ૪૮ બોડીઓ કલાર ૪૯ વાવડીંગ ૫૦ આકડાની છાલ ૫૧ અરણી છાલ ૫૨ કણુ- ઓની છાલ ૫૩ ધવપાન ૫૪ બેયરીંગણી. ૫૬ મોથ ૫૭

દેવદાર ૫૮ અખોડ ૫૯ અકલકરો ૬૦ વીરણવાળો ૬૧ પટોળ ૬૨ ગંઝેટીનું મુળ ૬૩ કાસકી મુળ ૬૪

સવારમાં મધમાં પીવો અને સાંઝે દીવેલ નાંખી પીવો

## લઘુ મંજીઠાદી ક્વાથ.

મજીઠ ૧ કડાછાલ ૨ ગળો ૩ મોથ ૪ વેવ ૫ શુંઠ ૬ હળદર ૭ દારુહળદર ૮ ભોંયરીંગણી ૯ લીંબડા છાલ ૧૦ પટોલ ૧૧ ઉપલેટ ૧૨ કોઠવડી ૧૩ કડુ ૧૪ ભારીંગ ૧૫ વાવડીંગ ૧૬ ચીત્રા છાલ ૧૭ ધરો ૧૮ દેવદાર ૧૯ કકડાસીંગ ૨૦ ભાંગરો ૨૧ પીપર ૨૨ ત્રાયમાણ ૨૩ પીઠ ૨૪ શતાવર ૨૫ ખેરસાર ૨૬ ત્રીફળા ૨૯ કરીયાતુ ૩૦ બકમ લીંબડાની છાલ ૩૧ ધમાસો ૩૨ ગરમાળો ૩૩ પ્રીયગું ૩૪ બાવચી ૩૫ સુખડ ૩૬ વાગવરણી ૩૭ કણઝી છાલ ૩૮ સરેરાની છાલ ૩૯ અખોડ ૪૦ અરડુસો ૪૧ પીત પાપડો ૪૨ શેરડીઓ ૪૩ અતીવીષ ૪૪ જવાસો ૪૫ ઈંદ્રવારણી ૪૬ મોથ ૪૭

## બૃહત્
## રાસ્નાદી ક્વાથ.

રાસ્ના ૧ ગળો ૨ દેવદાર ૩ અરણીમુળ ૪ એરંડમુળ ૫ હરડેદળ ૬ કચોરો ૭ બળબીજ ૮ ગરમાળો ૯ સુંઠ ૧૦ અજમો ૧૧ સવા ૧૨ સાટોડીનું મુળ ૧૩ દશમુળ ૧૪ ગજકણો ૧૫ અતિવીષ ૧૬ ખોડીઓ કલાર ૧૭ કાંટાસળીઓ ૧૮ ધમાસો ૧૯ જવાસો ૨૦ પુશ્કર મુળ ૨૧ આસન ૨૨ પ્રસારણી ૨૩ ગોખરુ ૨૪ અરડુસો ૨૫ મોથ ૨૬ રોહીસ ૨૭ વર્ધારો ૨૮ સતાવર ૨૯ મજીઠ ૩૦ સુગબ ૩૧ ઈંદરવરણી ૩૨ પીપરી મુળ ૩૩ ચવક ૩૪ ચીત્રા છાલ ૩૫ મરી ૩૬ શુંઠ ૩૭ વાવડીંગ ૩૮ ધમાસો

૩૯ ચીકણુ મુળ ૪૦ પુનર્નવા ૪૧ વર્ધાગે ૪૨ ઉભી રીં- ગણી ૪૩ ભોયરીંગણી ૪૪ કરીયાતુ ૪૫ પટોળ ૪૬ કા- ળીદ્રાખ૪૭ ભારીંગ ૪૮ ગીલી છાલ ૪૯ કડાછાલ ૫૦ ચારોળી ૫૧ પીપર ૫૨ પ્રીફુળા ૫૫ ધાણા ૫૬ તમાલ પત્ર ૫૭ હળદર ૫૮ અજમો ૫૯ પોપટી પીલુડીનું મુળ ૫૯ ઢીમજ ૬૦ સોનામુખી ૬૧ ખરેસાર ૬૨ નસોતર ૬૩ અકલકરો ૬૪ કાકડાસીંગ ૬૫ પીતપાપડો ૬૬ કાય- ફળ ૬૭ આ સરવેનો કવાથ કરવો મધ મેળવીને પીવો સાંજ સવાર.

ફાયદા—ત્રીદોષ, સન્નીપાત, અને સરવે રોગ ઉપ- રચાસે છે.

### ગરમાળાદી કવાથ.

ગરમાળો, પીપરી મુળ, મોથ, કડુ, હરડેદળ, નસો- તર, સીંધવ, ઈંદ્રવારણી—ફાયદા રેચક છે,

### કટ્રૂફળાદી કવાથ.

પીપરી મુળ, મરી, આસન, અકલકરો, કાયફળ, ભારીંગ, હરડેદળ, રોહીસ, ચવક, ચીત્રાછાલ, પીપર, તજ, તમાલપત્ર, એલચી, લવીંગ, મોથ, ધાણા, કાકડાસીંગ, પીત પાપડો, કાળીદ્રાખ, ખોરાસાની વજ, દેવદાર, કરીયાતુ, ગ- રમાળો, એ કવાથ મધમાં પીવો. તાવ, ઉધરસ જાય છે.

## પરચુરણ ટુચકા સંગ્રહ.

### અરાસ કરવાનો વીધી.

કપુર તો. ૧ સાકર તો. ૧ ચીનીકબાલા તો. ૧ જે- ઠીમધ તો. ૧ એલચી તો. ૧ સુરોખાર તો. ૧ ધાણા તો. ૧ નખલા તો. ૧ એ સરવેની કેળના રસમાં ગોળી કરવી

પછી પીતળની થાળીમાં ઘેપલી મુકવી ઉપર બીનાઇ પ્યાલો ઉંધો પાડવો ઘઉંની કણકથી તે પ્યાલો બીડવો પછી નીચે ચુલે અગ્ની કરવો દીવા પ્રમાણે તાપ કરવો. તાપ પ્રહર એકનો કરવો પછી કાઢવું બરાસ થાશે.

ફાયદા—આંખનાં દરદો મટે છે.

## નાકમાંથી કીડા ખરતા હોય તેનો ઇલાજ.

નાગકેસર ટાંક ૧ કેસર ટાંક ૧ દાડમનાં ફુલ ટાંક ૧ દાડમના ફુલનો રસ ટાંક ૧ ખરેનો રસ ટાંક ૧ સોનાગેરૂ ટાંક ૧ કપુર ટાંક ૦॥ ઝીણું વાટી વસ્ત્રગાળ કરીને ગાયના ઘીમાં કાલવી ચોપડવું કીડ મટે લોહી પડતુ બંધ થાય પછી તેનો સોજો ઉતરવાનો ઉપાય—દારૂ હળદર રસવંતી ચોપડવાથી સોજો ઉતરી જાય છે.

## સરવે જાતની ગરમાઇ જાય.

રતાંદળી તો. ૫ ધાણા તો. ૫ ગળો તો. ૫ લીંબોળીઓ તો. ૫ સુખડ તો. ૫ પડી ત્રણ કરવી દીન સાત પીવી ગરમાઇ જાય પછી તજ તો. ૧ એલચી તો. ૨ પીપર તો. ૪ વંસલોચન તો. ૮ સાકર તો. ૧૬ ઘી મધ સાથે ગોળી કરવી દીન ૭ સાત ખાવી ગરમાઇ જાય.

## હેડકી તથા વાધરણીનો ઇલાજ.

૧ કાસનું મુળ તથા ઘી ચલમમાં પીવાથી સમે છે.

૨ ગાંજો પીવાથી સમે છે.

## લસણાદીક ચૂર્ણ.

લસણની કળી, જીરૂ, હીંગ, મરી, સુંઠ પીપર, તજ, અકલકરો, સીંધવ, ચીત્રા છાલ, લીંબુના રસમાં ખલી ચણા પ્રમાણે ગોળી બાંધવી.

ગુણકારી—અજીર્ણ, ચૂંક, ખાટા ઓડકાર, પેટનું ચડવું, બંધકોષ મટેછે. અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરી ભૂખ લગાડે છે. ગુલ્મ વાયુ જાય છે.

## નાગાર્જુન ચૂર્ણ.

તજ, મરી, સોપ્યો વછનાગ, પાંચ જાતનાં લવણ, લીંબુના રસની ભાવના દેવી ઉપર લખેલા સરવે રોગ મટે.

## પક્ષાઘાતવાળાને.

કળી ચૂનો તો. ૨ એળીઓ તો. ૨ ધંતુરાના રસમાં નાંખી શરીરે ચોળવું.

## ઉધરસ ઉપર.

સોધેલો ટંકણ, હરડે કરીયાતાના પાણીમાં ખાવાથી શ્વાસ, કફ, ખાંસી, મટી જાય છે.

## બોલાતું ન હોયતો બોલે.

પીપરીમુળ તો. ૧ાા તજ તો. ૧ાા ચવક તો. ૧ાા ચીત્રાખળ તો. ૧ ભારંગ તોલો ૧ાા મરી તો. ૧ સોનું તો. ૧ રૂપુ તો. ૧ પડી નંગ ૭ કરવી ઉકાળીને પાવું.

## ભીલામાનું ઝેર ઉતરે.

તલ, કોપરું ખાવાં. શરીરે આમલીના પાંદડાંનો રસ ચોળવો.

## કાળી ધાધરનો ઇલાજ.

પારો, ગંધક, મોરથુથુ ટંકણ, સીંદુર, ગાયના માંખણમાં ચોપડવું.

## પારાનું ઝેર ઉતરે.

બીઆ વગરની આમલી શરીરે ચોળવી લીંબુનો રસ તો. ૫ સાકર તો. ૫ પીવું ઝેર ઉતરે.

રસકપુર પારો અને હીંગળોકનું ઝેર ઉતરે.

હરડે મોટી ટાંક ૧ દરરોજ સાકર નાંખીને પીવી એ પ્રમાણે સાત દીવસ પીવાથી ઝેર ઉતરે.

પાઠાનો ઇલાજ.

કુતરાની જીભ, ગાયનું ઘી, કપુર, એલચી મલમ કરી ચોપડવું.

હરસના મસા ઉપર.

પારો, ગંધક, હીંગળોક રસકપુર, મોરથુથુ, એલચી, ગાયના ઘીમાં ચોપડવું.

ખરજવા ઉપર.

ઘી, રાળ, ઘીને સવાસો વખત પાણીમાં ધોવું તે ઘી લેવું પછી તેમાં કલક ( કપુર તો. ૦॥ મરી તો. ૦॥ મન-સીન તો. ૦॥ ) નાંખી ચોપડવું.

ખસનો ઉપાય.

પારો, ગંધક, હરતાલ, મનસીલ, મોરથુથુ, સીંદુર, કંપીલો ધોએલા ઘીમાં તાંબાના વાસણમાં તાંબાના લોટા-વતી ઘુંટવું પછી શરીરે ચોળવું.

લોહાસવ.

લોહભસ્મ, સુંઠ, મરી, પીપર, હરડાં, બેહેડાં આમળાં, અજમો, વાવડીંગ, નાગરમોથ, ચિત્રક, આ દરેક ઓસડો તોલા સોળ સોળ તથા ધાવડીનાં ફુલ તો. ૮૦ મધ તો. ૨૫૬ ગોળ શેર ૧૦ પાણી શેર ૫૧ ઘીવાળા હાંલામાં સરવે ભરી તેના મુખ ઉપર કપડમાટી કરી દીન ૨૧ સુધી છાપરા ઉપર મુકી રાખવું પછી તેને ગાળી લઇને સીસામાં ભરી દેવું.

માત્રા—તોલા ૫ થી ૧૦ સવાર સાંજ.

ફાયદા—જઠરા પ્રદીપ્ત કરે છે, પાંડુરોગ, કમળો, સોજો ગુલ્મ, હરસ, કુષ્ટ રોગનો સડો, પ્લીહ, શ્વાસ, દમ, હાંફણ, ખાંસી, ભગંદર, અતીસાર, સંગ્રહણી, હૃદય રોગ હૈયાનો વગેરે મટે છે.

## કુષ્માંડાસવ.

કેસર તો. ૧ બમન બે જાતનાં તો. ૨॥ તમાલપત્ર તો ૨ અગર તો. ૧ તગર તો. ૧ નાગકેસર તો. ૧ જીરૂ તો ૧ શાહાજીરૂ તો. ૧ બળગીજ તો. ૨ રક્ત રોહીડો તો. ૩ હરડેદળ તો. ૨॥ ખુરાસાની અજમો તો. ૩ સોનામુખી તો. ૩ અફીસુન તો. ૭ તેજબળ તો. ૨ આસન તો. ૨॥ કબાબચીની તો. ૨ બોળીમુસળી તો. ૩ પીપરીમુળ તો. ૫ તરગડુ તો. ૧ આકલકરો તો. ૨॥ એલચી તો. ૧ જાયફળ તો. ૧ તજ તો. ૧ લવીંગ તો. ૧ જાવંત્રી તો. ૧ હીંગબોળ તો. ૨ ગોળ શેર ૭ પુરાં કોળાં મણ ા। આ સરવે ચીજો પુરા કોળામાં ભરી દીન ૨૧ સુધી રાખવું પછી કાઢવું.

માત્રા—તોલા ૨ થી ૫.

ફાયદા—સક્તિ આપે છે લોહી સુધારે છે મગજ ઠંડુ કરે છે ભૂખ લગાડે છે ફેફર મટાડે છે.

શિષ્ય—ત્યારે મહારાજ આ દવાઓ તો આધારણ હું સમજ્યો પણ કેટલાક સ્ત્રીઓ સંબંધી તેમજ કેટલુંક નાના બચ્ચાંઓ માટે આપણે જાણવાની જરૂર છે માટે આપ તે જણાવો.

ગુરૂ—ભાઈ ચાહ્ય ત્યારે હું સ્ત્રીઓના રોગો વિષે કેટલુંક જણાવું.

# સ્ત્રીઓના રોગોનો અધિકાર.

## પ્રદર રોગ.

નહારો અત્યંત રૂતુશ્રાવ આવે તેને પ્રદર કહે છે. તેનાથી શરીરમાં ભાગી ગયું હોય તેમ થાય, સોજા આવે, રક્તાહીન થાય, યોનીમાંથી અત્યંત દરરોજ રૂતુશ્રાવ થતો હોય, શરીર દુર્બળ થાય, મુર્છા, મદ, અને તરસ અગન થવી, પાંડુતા, વગેરે રોગો થાય છે તેમાં જેને દરરોજ રક્તશ્રાવ આવું હોય જ્વર હોય શરીર ઘસાઇને દુર્બળ થયું હોય અને લોહીની ક્ષીણતા થઇ હોય તેની દવા કરવી યોગ્ય નથી, સ્ત્રીઓને પ્રદર, અની આર્તવ નષ્ટાર્તવ, સોમરોગ ગર્ભ ન રહેવો, યોનીના રોગો વગેરેમાં ડાકટરની સલાહ લેવી આવશ્યક છે. માટે તે સર્વેનું વિવેચન હું તને કહેતો નથી કદાપી કહું તો પણ તેની ચીકીત્સા પુરી વીદ્વતા સીવાય થતી નથી માટે સારાસમાજ તને સમજાવાનું છે.

### ગર્ભીણીના રોગો.

જેઠીમધ, રતાંદળી, વાળો, ઉપલસરી, અને કમળ જવનો કવાથ મધ સાકર નાંખીને પીધાથી ગર્ભણીનો જ્વર શાંન્ત થાય છે.

ગર્ભવંતીને હીમજ, વરીયાળી, સુંઠ, દીવેલમાં સેકી દીન બે સુધી પાણીમાં ફાકે પછી તેને ફરી ઘીમાં સેકીને દીન બે ફાકે તો અતીસાર, મરડો, ચુંક. ઝાડો, લોહીનું પડવું, જળસ પડવું વગેરે મટી જાય છે.

### ગર્ભીણી સ્ત્રીના માસીક ઉપચારો.

૧ બે માસે જેઠીમધનો કલક દુધમાં પીવો.

૨ ... ... કાળા તલ ... ... ...

૩ ... ... શુંઠી ... ... ...

૩ ... ... જેઠી મધ ... ... ...

૫ ... ... ભોંય રીંગણી ... ...

૬ ભરંગવાનો કલક દુધમાં પીવો.

૭ શીંગોડાં ... ... ...

૮ શેરડીનો રસ પાણી પાંચશેર દુધ શેર બા બધુ ઉકાળી માત્ર દુધ રહે ત્યારે પીવું.

૯ જેઠી મધનો કલક દુધમાં પીવો.

૧૦ સુંઠ, જેઠીમધ, દેવદાર ... ... ...

૧૧ મે માસે હરડે... ... ... ... ...

૧૨ પારસ પીંપળા ... ... ... ...

આ પ્રમાણે કરવાથી શળ થતું નથી ગર્ભપાત થતો નથી અને ગર્ભનું સંરક્ષણ થાય છે.

કલક—પાણીમાં ઘસીને પછી દુધમાં ઉકાળીને પીવું.

સુવારોગ, સુતીકા જવર, ધાતુક્ષય, સુવાવડમાં આવતો જવર, પ્રદર રોગ, શરીરનું સુકાઇ જવું વગેરે હમારી આ બનાવેલી માત્રાથી શાન્ત થાય છે. કીંમત પડીકાં નંગ ૨૧ નો રૂ. ૧—૦—૦ મંગાવનારે મંગાવવાનું ઠેકાણું શંકરલાલ પી. ત્રીપાઠી. મુ. પેંડોળી હાલ નરસંડા.

## ગર્ભીણી સ્ત્રીને ઉલટી થતી હોય તો.

બેન્ઝોઇક એસીડ ૩ ગ્રેન ત્રણ પડીકાં દીવસમાં ત્રણ વખત પાણી સાથે અથવા ઓકઝાલેટ ઓફ શીરી-યમ (Sherri Oxalas) ૩ ગ્રેન પાણી સાથે દીવસમાં ત્રણ વખત.

### ગર્ભવતીને ગરમાઇ હોય ત્યારે.

સીતોપલાદી આગળ બતાવેલું ચૂર્ણ આપવું.

સુવાવડ કે કસુવાવડ થઇ ગઇ હોય ત્યાર પછી ઝીણો તાવ હોય તો.

ટીંચર ફેરી (Tin-Ferri) ટીપાં ૨૦

એસીડ નાઇટ્રો હાઇડ્રોક્લોરીક ડીલ્યુટ (Acid nitro hydro dil ) ટીપાં ૧૫.

ક્વીનાઇન સલ્ફ (Quinino salf) ૫ ગ્રેન.

પાણી (Agua ) ૩ ઔંસ.

દીવસમાં ત્રણ વખત આપવું.

ગુરૂ—બાઇ ઓઓનાં ઘણાંખરાં દરદો ગુપ્ત હોય છે કે જેથી કરીને તે દરદો આપણે બરાબર ચોકસ કરી સકતા નથી અને અમારું કળા પ્રમાણે નાડી નીદાન અને ચીકીત્સા ક્રમ પ્રમાણે તે સ્ત્રી આપણને પુરૂષોના આગળ ગુપ્ત દરદ બરાબર રીતે કહી શકે નહી તેમજ આપણે પણ તેના લજાદાર જેવો ગુપ્ત અવયવ પણ જોઇ શકતા નથી તેવાં કેટલાંક કારણોથી સ્ત્રીઓએ તેવાં દરદોમાં મડમો દયાળો બગર સ્ત્રી ડાક્ટરની સલાહની જરૂર છે.

શિષ્ય— બાળ લગ્નથી ગેરફાયદા.

ગુરૂ—આપણા દેશમાં કેટલાક વખતથી એવા ક ઢંગી બાળ લગ્નના રીવાજ પડી ગયા છે કે નાનપણમાંજ છોકરી છોકરાનાં લગ્ન કરી દેછે અને કેટલીક ગ્નાતીઓમાં પોતાનું કુળ ત્યારેજ સમજે છે. નાના ઢીંગલા ઢીંગલી પરણાવવાં એમાં પોતાનું શ્રેય આબરૂ કુલીનતા રહેલું છે એમ તેઓ માને છે બાળ લગ્નથી કેટલા ગેરફાયદા છે તેનું અવલોકન કરતા નથી. નાનાં છોકરાંને પરણવાથી શું લાભ છે હાની છે તેનો સારાસારનો વિચાર છોકરાંતો જા-

જુતાંજ નથી. નહીંજ. જ્યારે તેનાં મા બાપ સમજતાં નથી તો પછી ચાર પાંચ વરસનું બાળક જાણેજ નહીં બાળ લગ્નથી જે જે તાત્કાળીક ગેરફાયદા જોવામાં આવે છે તે હવે હું તને સમજાવીસ નાનપણમાં છોકરો વિદ્યા-ભ્યાસ કરવા નિશાળે જતો હોય અને લગ્ન નાનપણમાં થએલું હોય જેથી તેનાં આકર્ષણો પેલી નાની છોકરી ત-રફ ફુસોબતી નિશાળીઆને લીધે ખેંચાયા કરે છે જેથી તેનું આકર્ષણ ફેલાઇ જવાથી પોતાના અભ્યાસ ક્રમનું કામ તદન ઢીલું પડી જાય છે નિશાળમાં હરસાલ નાપાસ થયા કરે છે પરીક્ષામે વિદ્યાભ્યાસમાં ખલેલ પહોંચે છે કદાપી બોગ જોગે થોડું ઘણું શીખ્યો પાસ થયો ત્યાર સુધીમાં એની ઉમર તેર કે ચૌદ વરસની થઇ હવે છોકરો કદાપી ચાલાક હોય છે. અને તેને ભણવાની ઉમેદ હોય છે પરંતુ તેનાં મા બાપ શું જાણે કે હું પેલા ભટાભાઇને ઘેરતો છોકરો પંદર વરસનો છે પણ તેને વળી છોકરો થયો જોને ? હ-મારે કરમ ફરીવળવા બેઠું છે છોકરાને ભણી ભણીને કાદા કાઢવાના છે એટલું સમજતો નથી કે પેલા ભટાભાઇ રો-જને રોજ એના સોમાભાઇના છોકરાને લઇને કેત્રા ઓટલે બેસીને રમાડે છે તેની કંઇ આ અપરાધીને ખબર છે કાલ કોણે દીઠી છે અમારે મા બાપને કાલે સવારે મરી જવું છે પણ જો છોકરાનું સારૂં જોઇએ તો જીવ ગતીમ જાય. આવાં નિરર્થક વચનોના ઉદ્દગાર કાઢી વળી પેલા છોકરાના મીત્રમંડળમાં કોઇ દોસ્તદાર હોય તો તેને બોલા-વીને સમજાવે તેથી પેલા ભાઇ સાહેબને ના છુટકે પણ સંસારમાં પ્રવૃત થવું પડે હવે પ્રવૃત થતાં વ્યવહારના એ-વાતો લીન થઇ જાય કે જાણે રસનો સ્વાદ તો ચાખ્યો ને વળી અધુરા પરીક્ષામે મહીને બેમહીને કાચું વીર્યઆર

થવાથી હાંડીઆ ઢીલા થઇ મરવાના ૨૫ ઉપરે આવે પછી ડાકટરોની અને વૈદ્યોની સલાહ લેવા નાસાભાગ કરે અને વળી તેમાં પણ કરીકે પરહેજી બાઇ પાળે નહીં એટલે તો એવું કે બાઇ મરી જવાય તો બેતર છે પણ આપ- ણાથી કદી પરહેજી પળાશે નહી અંતે આવી રીતે અકુ- ળાતાં અકૂળાતાં મરણને શરણ થાય છે. તથાપી જો સંસા- રનો પવન ખાવા રહ્યા તો પાછા હતા તેવાને તેવા જીંદગી પર્યંત સ્વાદીષ્ટ ભોજન ખવાય નહીં અને દરદીની અવ- સ્થામાં આખી જીંદગી ગુજરી જાય જો કદાપી આવા સંજોગોમાં છોકરી છોકરો અવતરે તો તે એવાં નીર્માલ્ય અને ના કૌવતવાળાં હોય કે પાંચ વરસે તો ચાલતાં બોલતાં શીખે કાચંડા પક્ષીના જેવા હાંડીઆ ફરી ગએલા વળી કોઇ બીજા માણસને તેને તેડવાનું નો આકર્ષણ પણ થાય નહીં તેવું બાળક જીવે નહી અને જો જીવે તો આ- ખી જીંદગી રોગી રહે વળી સ્ત્રીને પણ નાની વય હોવા- વાથી તેનું પણ શરીર જખમ થાય છે અત્યંત મૈથુનથી શરીરનાં હાડકાં, મેદ, માંસ, મજ્જા ઇ૦ અવયવ વૃદ્ધી પા- મતા નથી જેમ જેમ સંયોગનો વખત દુર જાય તેમ તેમ તેના અવયવ વૃદ્ધી પામે ગર્ભાશય મોટું થાય રજ પણ શુદ્ધ અને નીયમસર આવે આવો કુદરતનો નીયમ છે ઉલટો તેનો ભંગ કરવાથી ગર્ભ ધારણ કરે નહી અને કરે તો નિર્માલ્ય અને નપુંસક જેવું ઉત્પન્ન થાય મોટી ઉમરે લગ્ન કરેલા પુરૂષો તેમજ સ્ત્રીઓના શરીરના બાંધાઓ મજબુત થાય છે તેથી વીર્ય પણ સારૂ રહે છે. જલદી રોગ થતો નથી અને થાય છે તો જલદી મટે છે તેમજ ગર્ભાશય પણ મોટું થયાથી ગર્ભ પણ વધીને મોટો થાય છે જન્મેલું બાળકજ એવા શરીરનું હોય કે

જાણે તે બે વરસના જેટલા કહેવાળું હોય તંન્દુરસ્ત રહે છે. તાકાતવાળું પણ હોય છે અને તેને માટે વારંવાર ખાટલીઓના ખુણ ખોળવા પડતા નથી.

૨ આવી રીતે શરીરની પણ હાની થાય છે તેની સાથેજ ધનની હાની થાય છે પૈસા કેવી રીતે મેળવી શકાય તેને માટે તેને જેજે મુસ્કેલીઓ વેઠવી પડે તે પણ અવિદ્યા.

૩ શરીર સારૂ નહી એટલે રોગી તેની સાથે વિદ્યા પણ નહી તો પછી ધન તો ક્યાં હોય ત્યારે નાનપણમાં બેચાર છોકરાંને ખાવાને પીવાને ઓઢવા પહેરવાને લુગડાં કપડાં જોઇએ તેપણ મળવું મુસ્કેલ પડે જેથી પુરેપુરો ફજેતો અને વળી વીટંબણા ભોગવવી પડે

૪ લગ્ન કરનાર માણસ ઉપરની સરવે હકીકતોથી અબંધ ( બાળક ) હોય તેણેજ લગ્ન કરવું ઉચિત છે બાકીનો ફજેતો છે સેંકડે સેંકડો માણસો પોકાર ઉઠાવે છે કે બંધીગયો આ સંસાર મરી ગયા હોતતો ઠીક થતે જીવતાં સુધી વેતરાં કરીને મરીગયા પણ સુખનો વારો આવ્યો નહી ને આખો જન્મારો દુઃખમાં ગયો આવી રીતે સંસારને ધીક્કાર આપે છે પોતે પોતાની મેળે જે દુઃખો ઉભાં કર્યાં છે તેનો લેસમાત્ર પણ વીચાર કરતા નથી અને સંસાર વખોડવો એજ પોતાની અજ્ઞાનતા.

શિષ્ય— ઋતુદાન ક્યારે કરવું.

ગુરૂ—બાધ ઋતુદાનનો સમય જ્યારે જ્યારે સ્ત્રી મ-

શિષ્ય— ઋતુદાન ક્યારે કરવું.

ગુરૂ—બાધ ઋતુદાનનો સમય જ્યારે જ્યારે સ્ત્રી મહીને મહીને રજસ્વલા થાય ત્યારે તેમાં રજસ્વાલા થએથી પાંચ દીવસ સુધી ઋતુ આપવો નહી પાંચ દીવસ

સુધીમાં રૂતુ આપવાથી છોકરૂં નિર્ધન અને કાળા રંગનું ઉત્પન્ન થાય છે રજસ્વલાને મંથલી કોર્સ ( monthly Cours ) એ મંથલી કોર્સ આવી ગયા બાદ ૬-૮-૧૦-૧૨ એ દીવસો રૂતુદાનના છે કદાચીત ધારોકે પુરૂષોને હરરોજ વિષયાશક્ત રહેવાનું હોય તો રજ મહીને કેમ આવે છે. હરરોજ કેમ નથી આવતું ત્યારે કુદરતે તો મહીનોજ કરેલો છે હવે આપણે તેના નીયમનો જેટલો ભંગ કર્યો તેટલું આપણે વેઠવું પડે તેમાં બીજાનો શું દોષ માટે ભાઇ તું પોતે લગ્ન કરૂં તો કરજે પણ ક્યારે કે પોતે સંસાર વ્યૂહની રચના ચલાવાને શક્તીમાન થાઉ ત્યારેજ.

# પ્રકરણ ૭ મું.

## બાળકોની માવજત.

ગુરૂ—આપણા દેશમાં કેટલાક વખતથી વિદ્યાનો નાશ થઇને અવિદ્યા એવી તો સજ્જડ મુળ ઉતારી બેઠી છે કે છોકરાને કેળવવાથી શું ફાયદા છે તેમને કેવી રીતે ઉછેરવાં જોઇએ તેનો ખોરાક ક્યારે આપવો વગેરે બાબતોથી તદ્દન અજ્ઞાત છે જેથી છોકરં જન્મતી વખતે સારૂં હોય ને પછીથી એવું કઢંગુ બની જાય છે; બાળક સાધારણ રીતે ત્રણ વરસનું થાય ત્યાં સુધી તેને અનાજ ખાવા આપવું નહી નાનપણમાં વધારે વખત રમાડવાં નહી જેમ તે ઉંઘે છે તેમ તેનું શરીર સારૂં રહે છે અને રમાડવાથી રમવાની ફીકરમાં ફસાય છે દુધ પાવું હોય તો તે ગરમ કરી એલચી જાયફળ નાંખીને પાવું છોકરાની

આવાને અત્યંત થંડા ખાટા તીખા કફકર પદાર્થો ખાવાની મનાઇ કરવી આવાં કારણોથી પણ જો કદાચીત બીમાર થાય છે તો તેને માટે સારા વૈદની સલાહ લેવી કેટલાક માણુસો બચ્ચું અવતરે કે તેને માટે ખાપરીયું સરૂ કરી દે છે પણ તે રીવાજ એકંદર ઠીક નથી કારણકે ગંધક છે એ રસાયન છે નાનપણમાંજ છોકરાનું બંધારણ રસાયનથી બસું પરીણામે મોટું થાય અને તેને મહાન વ્યાધી થાય છે તો તેના ઘણા ઉપચારો કરવાથી તે વ્યાધી મટતો નથી પણ જ્યારે રસાયન વાળી દવાઓ ખવરાવવામા આવે છે ત્યારેજ મટે છે દેસી રસાયનો ખાવી એ એક બીતી ભરેલી વાત છે કોઇ કહેસે કે હમોએ બરાબર પકવી છે પણ જે વૈદ્ય રસાયનની મારણ ક્રીયામાં તેને ખવરાવવામાં અને પછવાડેથી તે ખાધેલી રસાયન પાછી નિર્ગુણ કરવા સમર્થ નથી તેના હાથની રસાયન ખાવી એ ઘણું જોખમ ભરેલું છતાં દેસી દવાની રસાયનમાં બને ત્યાં સુધી તેનો પડછાયો પણ લેવો નહી કોઇ કહેશે કે ખાપરીયું ના પાય ત્યારે શું પાય હમારે તો માફક આવ્યું છે હા, ખાપરીયું રસાયન છે એટલે તાત્કાળીક માફક આવે તેમાં શું થયું શુત્તરના દુધનો જુલાબ લીધો અને રેચક અસર થઇ પણ તેથી શું એતો પ્રાણુને હાની કરે છે તેવીજ રીતે ખાપરીયું માફક આવ્યું તેમાં શું વળ્યું પણ શરીરનો બાંધો નાનપણથીજ રસાયનનો થાય છે નાના બચ્ચાંઓને જરૂર પડે તો વનસ્પતીની અગર બીજી હલકી દવાઓ કરવાની જરૂર છે તેને ધાતુઓ કે બીજું કંઇ ખવરાવવું નહીં.

નાનાં છોકરાંને (A. 2)

કીડો, ઉલટી, વરાધ, ઉધરસ, પેટનું ચડવું, શરીરનું

સુકાવવું, લુખસ, ખસ, ત્વચાની ગરમી હાડકાંનો સડો વ-
ગેરે મટાડીને પોષ્ટ બનાવે છે.

સીરપ હાઇપો ફોસ્ફાઇટ ઓફ લાઇમ Syrap hypo phosphite of Lime

બનાવટ.

કેલસી ફોશફાસ. ગ્રેન ૧૬૦
ધોએલી સાકર ૧૬ ઓંસ
એસીડ ફોસ્ફરીક ૨૦ ટીપાં.
કોચીનીઅલ રંગઆવે તેટલું

ધોએલી સાકરને પાણીમાં ગરમ કરી કેલસી, ફોસ-
ફાસ, અંદર ગાળીને નાખવો બાદ ફોસફરીક એસીડ ના-
ખવું ત્યારપછી થંડુ થયે કોચીનીઅલ નાખવો ચોખી
બાટલીમાં ભરી રાખવું પછી થોડું થોડું દરરોજ
પાવા કરવું.

ઉલટી ઉપર. (A. 2)

સેરી ઓકઝાલાસ ગ્રેન ૦ાા થી ૧
અગર બેન્ઝોઇક એસીડ ગ્રેન ૦ાા થી ૧

ખસ ઉપર (A. 2]

ઝીન્ક ઓકસાઇડ. ૨૦ ગ્રેન.
વેસેલાઇન ૧ ઓંસ.
કારબોલીક એસીડ ડીલ્યુટ ૨ ટીપાં.
બધુ મીશ્ર કરી શરીરે ચોળવુ.

ઝાડા ઉપર (N. I)

અતીવીષ, મોચરસ, મરડાસીંગુ. કાયફળ, કાકડાસીંગ,
ધાવડીનાં ફુલ, જાયફળ, જાવંત્રી, હીંગળોક, અફીણ, બી-
લીનો ગરભ, આંબાની ગોટલી, હીંગોરાની ગોટલી, ઈંદ્રજવ,
સરવેની પાનના રસમાં ગોળી બાંધવી રતી ૧ ની સવાર

સાંજ ચોખાના ધોવણમાં પાવી. મરડો, અતીસાર જવર વગેરે શાન્ત પડે છે.

આંખ દુ:ખતી હોય ત્યારે (A. 2)

હાઇડ્રાસ્ટમ ૨ ગ્રેન. એક ઔંસ પાણીમાં નાખી હલાવી સવાર સાંજ આંખમાં ટીપાં નાંખવાં. બળે છે.

ઝીન્ક સલ્ફાસ. ૧ ગ્રેન.

ટેનીક એસીડ ૨ ગ્રેન. બળતી નથી ખીલપણ મટે છે.

એટ્રોપીઆ ૧ ગ્રેન. ફુલ પણ મટે છે.

તાવ ઉપર. (A. 2)

ક્વીનાઇન ગ્રેન ૩ સવાર બપોર સાંજ પડીકાં ૩

(A 2)

મોઢું આવ્યું હોય ત્યારે બચ્ચાંને અને મોટાને માટે

મોટા માણસનું અગર નાના માણસનું મોઢું આવ્યું હોય ત્યારે.

| | | |
|---|---|---|
| ટેનીક એસીડ | ( Acid Tanic ) | મીશ્રી કરી સવાર સાંજ મોઢામાં ઘસવાથી દાંત હાલતા કળતર મોંઢાંની |
| ગ્લીસરાઇન | ( Glycerine ) | |

ગરમાઇ વગેરે સમી જાય છે.

પણ તે દવાને મોંઢામાં રાખી મોઢું ગળતું રાખવું અને ગરમ પાણી નીકળી જવાદેવું વળી ટેનીક એસીડ અને સ્પીરીટ રેકટી ફાઇડ બન્નેને ઘસવાથી હાલતા દાંત બંધ થાય છે. કળતર, અવાળું, દંત શળ, પેઢુઓનું ફુલવું તથા દાંતમાંથી અને મોમાંથી નીકળતી દુરગંધપણ દુર થાય છે.

(A. 2) છોકરાંને પીંડરોગ, કમળો, બંધકોસ, જીર્ણજ્વર હોય ત્યારે

ડેરીએટ આમોન્યા સાઇટ્રસ ૮ ગ્રેન.

મેગ્નેસીઆ સલ્ફાસ ૨ ડ્રામ.
પાણી ૩ ઐાંસ
દીવસમાં ત્રણ વખત પીવું
(A. 2)મગજની નબળાઇ પાંડુરોગ જીર્ણજ્વર હોય ત્યારે
ફેરીએટકવીનીઅનસાઇટ્રાસ ૫ ગ્રેન.
એસીડ નાઇટ્રોહાઇટ્રોક્લોરીકડીલ્યુટ ૫ ટીપાં.
પાણી ૨ ઐાંસ.
દીવસમાં ત્રણ વખત પીવું.

## દરાજનો મલમ (A. 2)

નાના મોટાને દરાજ થઇ હોય તો
કાઇસોફેનીક એસીડ ગ્રેન ૫
વેસેલાઇન ઐાંસ ૧
એસેટીક એસીડ ટીપું ૧
વેલો ઓક્સાઇડ ઓફ મરક્યુરી ગ્રેન ૨
બધું મીશ્ર કરી દરાજ ઉપર ઘસવું.

## ઇલાજ બીજો. (A. 2)

વેસેલાઇન. ૧ ઐાંસ
કાઇ સોફેનીક એસીડ ૫ ગ્રેન.
ઓઇલ ઓફ કારબોલીક એસીડ ૫ ટીપાં
દરાજને વલુરીને ઘસવું આંખે લાગવા દેવું નહી.

## આંબોનું સત્વ.

આંબોના ઝીણા કકડા કરીને તેને એક વાસણમાં દીન ૭ સુધી પાણીમાં પેલાળી રાખવા પછીથી તેને વલાણામાં વલોવવા માખણના જેવો પદાર્થ ઠરે તેને લઇને સુકવી રાખવો.

માત્રા—ગ્રેન ૨.

ફાયદા—અરમીનાં દરેક દરદ, હાડજવર, જવર, વ- ગેરે મટાડી શરીરનું લોહી સુધારી શરીર પુષ્ટ કરે છે.

### અંઘેડીનો ક્ષાર.

પ્રથમ અંઘેડીને કાપી લાવી સુકાવી બાળી રાખ કરવી તે રાખોડીને પાણીમાં ડોહી નાખવું અને નીતરતું પાણી ઠરેલું લઈ લેવું તે ઠરેલા પાણીને ખુબ ઉકાળી બાળી મુકવું પાણી સરવે બળી જાય અને નીચે જેટલો શુદ્ધ ક્ષાર રહે તેને લઇ લેવો.

માત્રા—ગ્રેન ૨ ઘીમાં ચાટવો.

ફાયદા—કફ, ખાંસી, ઉધરસ, હાંસો, ધાતુક્ષયની ઉધરસ નાનાં મોટાં દરેકને મટાડે છે.

### છોકરાંને રતવા, ગુમડાં વગેરે ઉપર.

ગમપ્લાસ્ટર અગર પારાના મલમનું પ્લાસ્ટર લગાડવું.

ગુરૂ—ભાઇ આ પ્રમાણે ટુંક હકીકત મેં તને બા- ળકો વિષે સમજાવી હવે મોટા માણસોના વ્યાધીઓના અ- ધિકારો વિષે કેટલુંક તને સમજાવીશ પહેલા તો હું તને દરેક ઓષધોની પથ્યા પથ્યની હકીકત કહું.

શિષ્ય—મહારાજ દવાઓ ખાવાનું ઉત્તમ પાત્ર કયું હસે.

ગુરૂ—દવાને બીજા કોઇ વાસણમાં નહી પીતાં ચીનાઇ માટીના કે કાચના વાસણમાં દવા પીવી.

શિષ્ય—દવા પીવાના કેટલા વખત હસે અને તે કેવી રીતે.

ગુરૂ—ભાઇ દેશી દવાઓ દીવસમાં બે વખત, સ- વાર સાંજ અને વિલાયતી દવાઓ દીવસમાં ત્રણ વખત પીવાની હોય છે.

શિષ્ય—મહારાજ દરેક દવા ખાતી વખતે પરહેજી રાખવી તે શું.

ગુરૂ—ભાઇ જો દવા ખાવી તો પરહેજી પાળવી, પરહેજી પાળવાથી ખટરસના મીષ્ટ સ્વાદોથી રોગ ઉત્પન્ન થાય છે.

દોહરો.

હીંગ મરચુ ને આમલી, સોપારી વળી તેલ,
જો કાયાનો ખપ કરે, તો પાંચે વસ્તુ મેલ

માટે એ પાચે વસ્તુઓ રોગ ઉત્પન્ન કર્તા છે જેથી તે વસ્તુઓને ખાવી દુરસ્ત નથી હમેસાં ખોરાકમાં પણ જેમ બને તેમ ઓછી ખાવી તે ઠીક છે અને ઔષધોમાં ખાસ તેની પરહેજી રાખવાની જરૂર છે.

શિષ્ય—ત્યારે લોકો છાશ (તક્ર ખાય છે) તેના શું ફાકદા હશે !

ગુરૂ—તેના ઘણા ફાયદા છે.

શિષ્ય—કયા કાળમાં ખાવી.

ગુરૂ—સીત કાળમાં મંદાગ્નીમાં, વાત રોગોમાં ખાવી.

શિષ્ય—તેનાથી વળી રોગો શું મટતા હશે ?

ગુરૂ—હા, તેનાથી ઉલટી, જ્વર, પાંડુ, મેદ, ગ્રહણી, અર્શ, ભગંદર, પ્રમેહ, અતીસાર, શળ, કોઢ, તરસ, કૃમી રોગ સરવેને મટાડે છે.

શિષ્ય—ત્યારે છાશ ઘીવાળી સારી કે ઘી વગરનાં

ગુરૂ—ઘી વગરની હલકી છે અને ઘી વાળી ભાર છે પણ પૈષ્ટીક છે.

શિષ્ય—ત્યારે છાશ ક્યારે અને કોણે નહી ખાવી.

ગુરૂ—ઉષ્ણ કાળમાં ક્ષતવાળાએ દુબળા માણસે અ-

મગાર્ગાએ દાહવાળાને અને રક્તપીતવાળાને આપવી નહી.

શિષ્ય—છાશને કેવા રોગોના અને કેવા અનુપાનમાં ખાવી.

ગુરૂ—વાત રોગમાં ખાટી છાશ સારી પણ તેમાં સુંઠ સીંધવમાં ખાવી પીત્તવાળાને સાકરમાં કફમાં સુંઠ મરી પીંપર સાથે ખાવી મુત્ર કચ્છમાં ગોળ સાથે પાંડુરોગમાં ચીત્રાબાલ સાથે બહુ વાયુ હોય અતીસાર હોય અને અર્શ હોય ત્યારે હીંગ જીરૂ અને સીંધવ નાંખી ખાવી.

શિષ્ય—ત્યારે દહીને માટે કવી રીતે કરવું.

ગુરૂ—રાત્રે દહી ખાવું નહી સાકર નાખેલું દહી સારૂં છે.

શિષ્ય—મહારાજ કઇ રૂતુમાં દહી ખાવું.

ગુરૂ—હેમંત, શિશીર, અને વર્ષા રૂતુઓમા દહી ખાવુ.

શિષ્ય—કઇ રૂતુમાં ખાવું નહીં.

ગુરૂ—શરદ, ગ્રીશ્મ અને વસંત એ રૂતુમાં નહીં ખાવું.

શિષ્ય—દુધને કેવી રીતે ખાવું.

ગુરૂ—ભાઇ દુધ તો હમેશાં ખાવું પરંતુ રાત્રે દુધ ખાવું એ ઘણુંજ અત્યુત્તમ છે ખાંડ નાંખેલુ દુધ કફ કરે છે સાકરવાળું વીર્ય વર્ધક છે ગોળ નાખેલું પીત્ત અને કફ કરે છે.

શિષ્ય—મહારાજ પાણી પીવુ તે કેવી રીતે?

ગુરૂ—ભાઇ શાસ્ત્રમાંજ પ્રથમ કહ્યું છે કે મધ્યેપાનીયમ્ એ પ્રમાણે પાણીને ખોરાક ખાવામાં અડધું જમવું જમી રહ્યા બાદ થોડુંકજ પાણી પીવું જમ્યા ઉપર વધારે પાણી પીવું એ નુકસાનકારક છે જયારે જ્યારે પાણીપીવું

હોય કે થોડુ થોડુ પાણી પીવું તરસ લાગવા છતાં પણ પાણી કેટલાક લોકો પીતા નથી તેનાથી અજીર્ણ થાય છે. અને તેમાંથી ઘણા રોગો ઉત્પન્ન થાય છે રાત્રે તરસ હોય કીવા ન હોય પણ પાછલી પ્રહર રાત્રી હોય તે વખતે પાણી પીવાથી ઘણા ફાયદા છે અન્ન પચી જાય છે બંધકોશને દુર કરે છે નેત્ર રોગોને પણ મટાડે છે. અજીર્ણ ગુલ્મ મટે છે અને જઠરાગ્ની પ્રદીપ્ત કરે છે તેને માટે હું તને નીચેનો એક દાખલો આપું. બંધકોષ્ટ માટે.

## શ્રે. સા. અ. વ. નો અભિપ્રાયઃ

Indeed there is no disease of the human organism which may not be traced to Constipation
A. B. Stockham.

( માણસના શરીરમાં ખરેખર એવો એક રોગ નથી થનો કે જેનું મુળ કારણ બંધકોસ ન હોય અર્થાત બંધ કોષ્ટથીજ હજારો વ્યાધી થાય છે. તેને ટાળવાના ઉપાયો.

૧ ઉપર લખ્યા પ્રમાણે દરરોજ પાછલી રાત્રે પાણીનું સેવન કરવાથી બંધકોસ જાય છે.

(CRO. 3)

નારંગી રંગની એક સીસીમાં પાણી ભરી એક કલાક બે કલાક સુર્યના તાપમાં મુકી તે પાણી પીવાથી પણ મટે છે કેમીઓપાથી પદ્ધતી પીત્ત પ્રકૃતી શાંત પડે જીર્ણજ્વર જાય અને બંધકોસ મટે તેને માટે ગોળી, બાલીમ, ફાલફુળ, જેઠીમધ, ગરમાળો, હરડેદળ, બહેડાંદળ, આમળાંદળ, ઉીમજ, સોનામુખી ( મીંઢીઆવળ ) નીધત, જીરૂ, ઇંદરજવ, ગોલકી, બદામની મીંજ, પીસ્તાં, ખસખસ, સુંઠ, પીપર, ચીત્રા છાલ, ઘોડાવજ, હીંગ, લસણ, સં-

અજ, ધાણા, ટીલા ગોળમાં ગોળી વણી બોર જેવડી વાળવી રાત્રે ગોળી એક પાણીસાથે લેવી દરરોજ આ પ્રમાણે કરવું.

## હમેસાં પાછલી રાત્રે પાણી પીવું તેનો વીધી.

રાત્રે સુતી વખતે એક તાંબાના શુદ્ધ લોટામાં પાણી ભરી મુકવું પછી રાત્રે નિરાંતે સુઈ જવું તે એવી રીતે કે રાત્રીના પાછલા ભાગમાં ચાર કે પાંચ વાગે ઉઠી જવાય ઉઠતાની સાથે તાંબાના લોટામાંનું પાણી તરસ હોય કીવા ન હોય તો પણ પીવું પછીથી ખાટલા નીચે ઉતરી જઇ થોડીવાર આમ તેમ ફરવું પછી દસ્તની હાજત થાય તો જવું પાણી પી ખાટલામાંથી ઉઠી ગયાબાદ સુઇજવું નહી આ રીતી કરવાથી નેત્ર રોગીને બંધકોસ વાળાને અને અજીર્ણવાળાને આરામ થાય છે.

શિષ્ય—મહારાજ વરસાદનું પાણી કેવું.

ગુરૂ—ભાઇ વરસાદનું પાણી ઉત્તમ છે અંગ્રેજી દવાઓમાં પણ ડીસ્ટીલ્ડ વોટર એટલે ચોખું વરસાદનું પાણી લેવાનું કહેલું છે વરસાદનું પાણી દેસી રીતીમાં પણ અમૃત સમાન ગણેલુંછે પણ તે પાણી વરસાદનું ઝીલીને કોઇ સારા વાસણમાં રાખેલું હોવું જોઇએ તેમાં પણ વરસાદની રૂતુમાં પુષ્ય, મઘા, એ નક્ષત્રોમાં લીધેલું પાણી ઘણુંજ ઉત્તમ છે.

શિષ્ય—મહારાજ આપણા લોકોમાં હાલનો જે આ અનાજો ખાવાનો રીવાજ છે તે એકંદર સારો તો ખરો.

ગુરૂ—કેમ ભાઇ.

શિષ્ય—જુઓ કોદરા બાજરો વગેરે સસ્તાં પડે છે અને વળી પાચન ક્રીયામાં પણ હલકાં.

ગુરૂ—ભાઈ તે વાત ખરી પણ જે અનાજ પાચન ક્રીયામાં હલકાં હોય છે તે અનાજોમાં પોષણ તત્ત્વોના ગુણ ઓછા હોય છે અને વળી કોદરા બાવટા જેવાં અનાજોમાં તો પોષણ તત્ત્વો હોતાં પણ નથી વિચાર કર ઘઉં પાચન ક્રીયામાં ભારે છે ત્યારે તેમાં પોષણ તત્ત્વો ઘણાં વધારે છે અને વળી વિદ્વાનોએ તેને રસાયનરૂપ ગણેલ છે જેવી રીતે પારો કે ગંધક કે હીંગળોક પુરો પાકેલો અને તેની શુદ્ધ ભસ્મ થઈ હોય તો રોગ મટાડે છે અને કાચી પાકેલી હોય તો ફુટી નીકળે છે અને માણસનો પ્રાણ લે છે તેવી રીતે ઘઉં પણ જો અર્ધ પકવ હોય તો જઠરામાં પચતા નથી પુરાપકવ હોય તોજ બરાબર રીતે પાચન થાય છે વળી તેનો દાખલો તપાસ કે ઘઉંનો લાડુ હોય તેનો લોટ થોડા પાણીમાં બાંધી ભાખરા જાડા હોય તેથી વચેનો અંદરનો ભાગ કુણાસ પડતો રહે છે વળી તેમાં થી ગોળ તે પણ ભારે છે તેથી તે અજીર્ણ કર્યા સીવાય રહેતો નથી પણ તેની જગ્યાએ પુરેપુરી કરેલી કણકની રોટલી કંસાર વધારે પાણીમાં બફાએલો સીરો તે પણ ઘણો ઘીમાં સેકાએલો અને વળી પાણીમાં ચડે તેથી પચવામાં હલકો પડે છે જ્યારે આ પ્રમાણે છે ત્યારે તે ઘઉં કેવો પૈષ્ટીક છે માટે ઘઉં ચોખા વગેરે અનાજો ઘણાં પૌષ્ટીક છે.

શિષ્ય—મહારાજ કઈ ૠતુમાં કયા વ્યાધીનો મુખ્ય ભાગ હોય છે.

ગુરૂ—એ તો વર્ષાૠતુમાં વાયુ પ્રધાન છે, શરદમાં પિત્ત પ્રધાન છે અને વસંતમાં કફ પ્રધાન છે માટે તે તે ૠતુઓમાં સમય, સૂચક ખોરાક રાખવાની જરૂર આવશ્યકતા છે.

ગુરૂ—ભાઈ આ એક નીચેનો હું તને રામબાણ ઉપચાર બતાવુંછું તે માણસના શરીરને ઘણુંજ સુધારે છે અને તેને વિજયા ચૂર્ણ કહે છે.

**મેટા વજ્ર ચૂર્ણ. ( N. 1 )**

જાયફળ, વાવડીંગ, ચિત્રક, તગર, તાલીસ પત્ર, ચંદન, સુંઠ, લવીંગ, જીરૂ, ભીમસેની કપુર, હરડાં, આમળાં, મરી, પીપર, વાંસ કપુર, તજ, તમાલપત્ર, એલચી, નાગ કેસર એ દરેક ત્રણત્રણ તોલા અને ૨૮ તોલા ભાંગ અને એ બધાંની બરાબર સાકર ભેળી એ ચૂર્ણને એક શીસામાં ભરી રાખવું.

માત્રા—તોલો ૦। થી ૦॥

ફાયદા—ક્ષય, શ્વાસ, અરૂચી, ઉધરસ, મંદાગ્રી, અતીસાર, સંગ્રહણી, વગેરે રોગોને મટાડે છે.

**ધાતુ ક્ષીણતા થઈ હોય ત્યારે. ( N.1 )**

સાકર તો. ૧૬ વાંસકપુર તો. ૮ એલચી તો. ૨ પીપર તો. ૪ તજ તો. ૧ એમાં સોનાના વરખ ચાંદીના વરખ અને કસ્તુરી મેળવી દરરોજ સેવન કરવાથી સરવે રોગ જેવાકે ક્ષય, ધાતુક્ષય, ઉધરસ, વાયુનાં દરદો અને સંગ્રહણી વગેરે સરવે રોગો નાબુદ થાય છે,

શિષ્ય—મહારાજ ઠીક પણ સંધીવાયુને માટે શું કરૂં !

ગુરૂ—ગજભાગ અને મરી સમભાગે વાટીને તલના તેલમાં ગરમ કરી શરીરે ચોળવાથી સંધીવાયુ નાશ પામે છે અને તે ઉપર કાચો હીંગળોક, ભોળ અને કુમળની ધીમાં ગોળી કરી ઘીરામાં દીન ૨૧ ખાવાથી સંધીવાયુ જરૂર મટી જાય છે તે જાણવું.

શિષ્ય—ગુરૂજી આ સરવે દેસી ઔષધો છે પણ તેમાં સાધારણ મ્હારે અંગ્રેજી ઔષધો પણ જાણવાની જરૂર છે તો આપ તે હકીકતમાં હવે મને વાકેફ કરો.

ગુરૂ—ચાલ ત્યારે હવે આપણે તે હકીકત ઉપર આવીએ પ્રથમ જ્વર દરેક વ્યાધીઓમાં મુખ્ય છે માટે પ્રથમથીજ તેનુ આગળથી વિવેચન કરીએ હવે તું બરાબરાબર ધ્યાન આપજે આ ઔષધો બધાં અર્કના રૂપનાં છે અને તાબડતોબ અસર કરનારાં છે માટે તેમાં પુરૂં ધ્યાન આપવા જેવું છે હવે આમાં એવું છે કે વ્યાધી એક અને તેની પદ્ધતીઓ જુદી જુદી તે સરવે હકીકતો સાથેસમજાવું છું.

ગુ. તાવ એ ફીવર (Fever) (A. 2)

કુવીનાઈન સલ્ફ (Quinine sulf) ૧૫ ગ્રેન.

એશીડ સલ્ફ્યુરીક (Acid sulf) ડીલ્યુટ ૨૦ ટીપાં

પાણી (Agna) ડીસ્ટીલ્ડ ૬ ઔંસ.

મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત પીવું.

૧ સુદર્શન ચૂર્ણ. (N I) ત્રીફળા (હરડાં ૧ બેહેડાં ૨ આમળાં ૩) હળદર ૪ દારૂહળદર ૫ ભોંયરીંગણી ૬ કચોરો ૭ મોતરીંગણી ૮ સુંઠ ૯ મરી ૧૦ પીપર ૧૧ પીપરીમુળ ૧૨ મોરવેલ ૧૩ ગળો ૧૪ ધમાસો ૧૫ કડુ ૧૬ પીત્ત પાપડો ૧૭ નાગર મોથ ૧૮ ત્રાયમાણ ૧૯ નેત્રવાળો ૨૦ લીમડાની છાલ ૨૧ પુશ્કર મુળ ૨૨ જેઠીમધ ૨૩ કડાનું મુળ ૨૪ અજમો ૨૫ ઇંદ્રજવ ૨૬ ભારીંગ મુળ ૨૭ શેકટાનાં બીજ ૨૮ ફુલાવેલી ફટકડી ૨૯ ઘોડાવજ ૩૦ તજ ૩૧ પદ્મકાષ્ટ ૩૨ વાળો ૩૩ સફેદ ચંદન ૩૪ અતિવિશ ૩૫ બીલ્વનું મુળ ૩૬ સાલવણ ૩૭ પીઠવણ ૩૮ વાવડીંગ ૩૯ તગર ૪૦ ચી·

ત્રમુળ ૪૧ દેવદાર ૪૨ ચવક ૮૩ પટોળ પત્ર ૪૪ વીદારીકંદ ૪૫ લવીંગ ૪૬ વાંસકપુર ૪૭ સફેદ કમળ ૪૮ તમાલ પત્ર ૪૯ જાવંત્રી ૫૦ તાલીસપત્ર ૫૧ એ સરવે સરખે વજને લેવાં અને તેનાથી અડધે વજને કરીયાતુ લેવું તે સરવેને બારીક કચરી કપડછીણુ કરી ચૂર્ણ કરવું પછી તે ચુર્ણ પાણી સાથે સવાર સાંજ ફાકવું.

માત્રા— ગ્રેન ૨૦

ફાયદા—તરીયો, એકાંતરીયો, ચોથીઓ, વાત, પીત્ત. કફજ્વર નાશ પામે છે જેવી રીતે કૃષ્ણનું સુદર્શન ચક્ર કાળનો નાશ કરે છે તે પ્રમાણે આ સુદર્શન ચૂર્ણ તાવનો નાશ કરે છે. સારંગધર સંહીતા.

તાવ ઉપર (A. 2)

| | |
|---|---|
| સુદર્શન ચૂર્ણ | ૨૦ ગ્રેન, |
| ક્વીનાઇન (Quinine) | ૧૦ ગ્રેન. |
| સોડા બાયકાર્બ (Soda 'arb) | ૧૫ ગ્રેન. |

ત્રણ પડીકાં પાણી સાથે દીવસમાં ત્રણ વખત આપવાં

વાત્ત, પીત્ત, જ્વર ઉપર. ૩ (A. 2)

| | |
|---|---|
| ટીંચર ફેરી (Tin feri) | ૨૦ ટીપાં |
| ક્વીનાઇન (Quinine) | ૧૦ ગ્રેન. |
| એસીડ નાઇટ્રો હાઇડ્રો ક્લોરીક ડીલ્યુટ. ( Acid nitro hydro chlor ed ) | ૧૫ ટીપાં |
| પાણી | ૩ ઓંસ |

દીવસમાં ત્રણ વખત.

૪ વાત, પીત, કફ જ્વર ઉપર (A. 2)

| | |
|---|---|
| ફેરી આમોન્યા (Feri Aamoni) | ૮ ગ્રેન, |
| ટી. નક્ષવોમીકા ( Tie nucis vomoi) | ૧૫ ટીપાં |

સ્પી ક્લોરો ફોરમ (Sp chlorofrm) ૨૦ ટીપાં
લાયકુર સ્ટ્રીકન્યા (Lig strychaniae)૯ ટીપાં
પોટાસ આયોડીડ (Pot Iodide) ૮ ગ્રેન.
પાણી (Agnae) ૩ ઔંસ.

દીવસમાં ત્રણ વખત પીવું ચાર દીવસ દવા લીધા પછીથી ત્યારબાદ જુલાબ લેવો.

I

કેટલીક વખત ઘણા મજબુત બાંધાના માણસોને એવો સખત તાવ આવે છે કે તાવ લગભગ ૧૦૪ કે ૧૦૫ ડીગ્રી સુધી તાવ ભરાઇ જાય છે અને એવા તાવમાં દરદી બેભાન જેવો થઇ જાય છે તે વખતે કેટલાક માણસો તે દરદીને એન્ટી ફેબ્રીન એન્ટી પાયરીન અને ફીનાસીટીન બેઅર આપે છે એવા અણુ સમજના માણસોને તે દવા કેવી રીતે આપવી તેનું જ્ઞાન હોતું નથી આવી વખતે ખાસ ડાકટરની સલાહ લેવીજ જોઇએ તે સલાહ નહી લેતાં ધરગતું આવા ઉપયો કરવા મંડી જાય છે કદાચીત તે વખતે એન્ટી ફેબ્રીન જેવી દવાનો સલાહ કાર ડાકટર સીવાય ઉપયોગ કરવો નહી છતાં કરવો પડે તો

એન્ટી ફેબ્રીન (Antifebrin( ૩ ગ્રેન.

ચાહામાં મરીના ૪–૫ દાણા વાટી નાંખવા અને તે ચાહા મરીના ઉકાળામાં પતાસું નાખી તેમાં તે દવા નાખી પાઇ દેવું અને થોડી વખત ઓઢડુ ઓરાઢી દરદીને સુવાડી રાખવો થોડા વખતમાં પરસેવોવળી જસે એટલે તાવની ગરમી ઓછી થશે એન્ટી ફેબ્રીન ઘણીજ પરસેવો કરીને ગરમી ઓછી કરી નાખવાની અસર કરે છે કેટલીક વખત વધારે પ્રમાણમાં તે દવાનો ઉપયોગ કરતાં ગરમી હદથી જાદે પણ ઓછી થઇ જાય છે જેથી દરદી

ઠંડો પડી જાય છે અને વળી ગરમ ઉપચારો કરતાં પણ ગરમ થતો નથી અને વખતે મરી પણ જાય છે આવે વખતે ડાકટરની સલાહની ખાસ જરૂર છે.

(A. 2)

તાવમાં દાહ. શોષ, તૃષા, પ્રમેહની અગન, ઉનવા, બળતરા વગેરે તથા લુલાગવી.

સોડા બાય કારબ (Soda bicarb) ૧૦ ગ્રેન.
ટાર્ટીક એસીડ (Acid tartric) ૫ ગ્રેન.
એસીડ સાયટ્રીક (Acid citric) ૫ ગ્રેન.
લીંબુનો રસ ૧ ઔંસ.
પાણી ( Agnae ) ૩ ઔંસ.

( Ho. ) 1 તાવમાં.

3 ×
એકોનાઇટ (Acon) ૨ ટીપાં.
પાણી ૦॥ ઔંસ.

આ દવાથી તાવ નહી ઉતરી ગયો હોય રોગી બેચેન નહી પણ સુસ્ત પડી રહેતો હોય ત્યારે.

3 ×
Gels જેલ્સીમીઅમ માત્રા ૨ ટીપાં.
પાણી ૦॥ ઔંસ.

(B. C.) 2 તાવમાં.

6 ×
No 4 (નં ૪) ગ્રેન ૨.
ફેરમ ફોસ્ફેઇટ (Fe-Phos)
જીભ ઉપર મુકી ઉપર પાણી પીવું દીવસમાં એક વખત લેવી.

---

સૂચના—જ્યારે કોઇપણ ક્વાથ કરવો હોય ત્યારે

## ( CRO. ) 3 તાવમાં.

એક ભસ્યુ રંગની સુદ્ધ ચોખી પાણીથી ધોઇ સાફ ક-રીને તે બાટલીમાં પાણી ભરવું બાટલી ઔંસ ૪ ની લેવી તેને બરાબર મોઢા ઉપર બુચ મારી કલાક ત્રણ સુધી સૂર્યના તાપમાં મુકી તે પાણીને ગરમ થયા બાદ તે પાણી પી જવું. આ પ્રમાણે તાવ આવતો અટકી જાય ત્યાં સુધી કર્યા કરવું.

---

દરેક ચીજોને આખીપાખી કચરી રાત્રે પાણીમાં પલાળી રાખવું ત્યારબાદ સવારમાં કોરી હાંડીનું મુખ બંધ કરીને ઉકાળવું પાણી શેર બે ઉકાળવું અને ૦ા શેર પાણી રહે ત્યારે ઉતારવું ચંડુ પડેથી મધ નાખી પીવું મંજીષ્ઠાદી ક-વાથ સવારે મધ અને સાંજે દીવેલ નાંખી પીવો એ મુજબ દીવસમાં બે વખત ઉકાળો પીવાનો છે.

(Ho.) I જ્યાં આવું નીસાન મુકેલું હોય તે દવા (Homeopathy.) હોમીઓપાથીકની છે એમ સમજવું દ-વાના નામ ઉપર 3 × 6 × I2 × એવું મુકેલું છે તે તે દવાના પાવર છે એટલે તેટલા પાવરની તે દવા છે. એમ જાણવું.

(B C) 2 જ્યાં આવું ચીન્હ મુકેલું છે તે દવાઓ Biochemistry. એટલે પ્રો. સા. મા. બંધ જીવન રસા-યન જે. જે. કણીઆ રચીતની દવાઓ છે.

(CRO.) 3 જ્યાં આવું ચીન્હ હોય ત્યાં ક્રોમીઓ પા-ણીની દવાઓ છે એટલે કામના પ્રયોગો છે એમ જાણવું.

## તાવની સાધારણ સમજ.

જે પ્રમાણે સર્વે રોગોનું મુળ કારણ બંધકોષ્ટ છે એવું ડા. હોલ પોતાના અભિપ્રાયમાં જણાવે છે તે પ્રમાણે તાવનું પણ એમજ છે કારણ કે હાડજ્વર એટલે જીર્ણ જ્વરથી પણ ઘણા રોગો ઉત્પન્ન થવાનું સબળ કારણ છે શરીરમાં સાધારણ રીતે ૯૮. ૪ કે ૯૮. ૬ ગરમી જોઇએ અને તેના કરતાં જેટલી ગરમી શરીરમાં વધારે રહે છે તે જીર્ણજ્વર છે, એ જીર્ણજ્વર હરરોજ માણસના શરીરમાં રહેવાથી હાડકાં માંસ લોહી વગેરેને પુષ્કળ ગરમ કરે છે અને ગરમ કરી તેને તાવી તાવી લોહી વગેરે પાતળાં કરીને બાળી મુકે છે. હવે વાયુને રહેવાનું સ્થાન હમેશાં હાડકાં માંસ સાથે છે અને ગરમીને રહેવાનું સ્થાન જઠરાગ્ની છે એ અગ્ની અત્યંત આહાર, મૈથુન, શ્રમ, કસરત, મોહ શોક ઈ૦ કેટલાંક કારણોથી થવાનો સંભવ છે જ્યારે આમ થાય છે ત્યારે ગરમી પોતાનું જઠરનું રહેઠાણ છોડી ઉપર આવે છે અને જ્યાં તેને પેસવાની જગ્યા મળે છે ત્યાં તે પેસી જાય છે અને પોતાની સત્તાનો પુરેપુરો અમલ કરે છે એટલે બીચારા વાયુને તેના હેડકસતથી નાસાભાગ કરવી પડે છે અંત્યે તેને એટલે વાયુને જઠરની જગ્યા હાથમાં આવતાં ચોર પેસે તે પ્રમાણે એકાએક છાનોમાનો જઠરમાં છુપાઇ જઇને સંતાઇ રહે છે હવે જઠરમાં સંતાઇ જાય છે પણ ત્યાં બેઠાં બેઠાં પોતાનો જાતી સ્વભાવ એવો તો ખુલો બતાવી આપે છે કે અનાજ પાણી વગેરે જે જે પાચન થવાં જોઇએ તેને બીલકુલ પચવા દેતો નથી એ કુદરતી ક્રીયાથી ઉલટું તેણે કર્યું અને વળી જઠરાગ્ની શું કરે છે કે પોતાનું સ્થાન છોડતાં ઉપર કહ્યા પ્રમાણે હાડકાં માંસ

તાવે છે જઠરમાં જઠરાગ્નીની પ્રાચન ક્રીયા કરે છે તે ક્રીયા તેણે ઉલટી કરવા માંડી. ખરી રીતે વાયને હાડકાં માંસ ચંડુ રાખવું જોઇએ તે પોતાની જગ્યો જવાથી તેણે જઠરની ક્રીયા ઉલટી કરી આવી ઉથલપાલટ ક્રીયાઓ થવા માંડી પાચન ક્રીયા બગડી એટલે શરીરમાં નવું ઉમેરાતું વીર્ય એટલે વિત્ત વધતું નથી અને જુનું હોય તે 'તવાઇ તવાઇને જવા માંડે છે જ્યારે આ પ્રમાણે ગરમી ઉદ્દે નીકળે છે એટલે ધાતુનું રહેવાનું સ્થાન જે મગજ તેના પણ સ્નાયુઓ નબળા થાયછે એતો પ્રાથમીક જ છે. આના કારણુથી અધીક પીત્ત પ્રકૃતિના માણસોનું પીત્ત અને કફ પ્રકૃતીના માણસોને કફ વગેરે દહન થાય છે તેનાથી પાંડુ, સંગ્રહણી, અતીસાર, મરડો, ખાંસી, દમ, શ્વાસ, શળી, પ્રમેહ, ધાતુક્ષય અને ક્ષય નેત્રના રોગો માથાનાં દરદો વગેરે અનેક જાતનાં દરદો ઉત્પન થાય છે વીરફોટક, ચાંદી, લુખસ, ખસ, ખરજવાં, હાર્ટડીસીઝ ( Hartdi sease) ઇ૦ તેટલા માટે દરેક માણસને તાવ આવતાની સાથેજ સંભાળ રાખવાની જરૂર છે.

કેટલાક માણસોને દસ કે પંદર દીવસ તાવ આવી જાય છે અને તાવ આવી રહ્યા બાદ તેમન જુલાબ લેવાની ખાસ અગત્ય છે છતાં જુલાબ સરખો પણ લેતા નથી જુલાબ નહી લેવાથી તાવમાં પાકી રહેલો અને તાવની ગરમીથી દહન થયેલો મળ પેટમાં રહેવાથી વાયુનાં પાંડુનાં અતીસારનાં યકૃત અને પ્લીહાનાં પેઢુનાં આંતરડાંનાં દરદો ઉત્પન્ન થાય છે માટે તાવ આવી ગયા બાદ જુલાબ લેવો જેથી પાકી રહેલો મળ ચોખી રીતે આંતરડાંમાંથી બહાર નીકળી જાય છે અને હોજરી ( Stomach ) શુદ્ધ ચોખી થઇ રહે છે એટલે બીજાં ભયંકર દરદો થવાની ધાસ્તી ઓછી રહે છે.

## તાવમાં કવાથ.

સુંઠ ૧ મરી ૨ પીપર ૩ હરડાં ૪ બેહેડાં ૫ આ-ગાં ૬ પીતપાપડો ૭ ધાણા ૮ ગળો ૯ કરીયાતુ ૧૦ ઇ-જવ ૧૧ કાળીદ્રાક્ષ ૧૨ અરડુસો ૧૩ ગરમાળો ૧૪ બા-મ ૧૫ ભોંયરીંગણી ૧૬ એરંડમુળ ૧૭ આકડાનું મુળ ૧૮ ની છાલ ૧૯ તર ૨૦ પટોલ ૨૧ રાસ્ના ૨૨ લીમડાની લ ૨૩ એ સરવેનો કવાથ મધ નાંખીને સવાર સાંજ વો. ત્રીદોષ સન્નીપાત ઉપર પણ આપી શકાય છે.

સુંઠ, અજીર્ણથી થયેલો ઝાડો, બદહજમી, મંદાગ્ની રે ઝાડાનો ખુલાસો થાય.

### (A I) હીંગાષ્ટક ચૂર્ણ.

સુંઠ ૧ મરી ૨ પીપર ૩ જીરૂ ૪ શાહાજીરૂ ૫ ગ ૬ તજ ૭ સીંધવ ૮ એ આઠે જણસો સરખે વ-રે લેવી તેને લીંબુના રસમાં ખલ કરવું ગોળી વાલ ૧ ની ધવી સવાર સાંજ ગોળી બે બે ખાવી ઉપરનાં દો જાય.

### (A. 2)

| | |
|---|---|
| ઓઇલ ઓફ પીપરમીન્ટ | ૨ ટીપાં. |
| ટીંચર–જીંજીર | ૫ ટીપાં. |
| ટીંચર–આસા ફીટીડા | ૨ ટીપાં. |
| ઓઇલ ઓફ સીનામન | ૨ ટીપાં. |
| પાણી | ૧ ઔંસ. |

એકજ વખત પીવાથી ઉપરનાં દરદ બંધ થઇ જશે.

### Ho. 1

3x

| | |
|---|---|
| Nax Vom નક્ષવોમીકા | ૨ ટીપાં |
| પાણી | ના ઔંસ. |

(B. C. 2)

6x ૬x

No 4 Faram phos ફેરમ ફોસ ફેઘટ. ૨ ગ્રેન.

6x

No 10 Nat phos સોડીઅમ ફોસફેઘટ ૨ ગ્રેન.

પાણી ૦॥ ઔંસ.

મીશ્ર કરી જમતા અગાઉ લેવા અથવા

6x

No 1 Cal phos કેલસી ફોસફાસ ૨ ગ્રેન.

6x

No 10 Nat phos સોડીઅમ ફોશફેઘટ ૨ ગ્રેન.

પાણી. ૦॥ ઔંસ.

મીશ્ર કરી જમ્યા પછી લેવાં તેનાથી આરામ થાય નહીતો પછી.

6x

No 4 Ferum phos ફેરમ ફોસફેઘટ ૨ ગ્રેન જીભ ઉપર મુકી ઉપર પાણી ૦॥ ઔંસ પીવું.

(CRO 3)

અગાઉ કહ્યા પ્રમાણે નારંગી રંગની બાટલીમાં પાણી ભરી સૂર્યને તાપે બે કલાક રાખો પછી તે પાણી વીતું દીવસમાં ત્રણ વખત.

શિષ્ય—ગુરૂજી કેટલાક લોકો તાવમાં ઉપવાસ કરે છે તે શું?

ગુરૂ—હા ભાઇ તારી સંકા છે તેને માટે હુ થોડુંક તને સમજાવુંછું કે સાધારણ તાવમાં કંઇ ઉપવાસ કરવાની જરૂર નથી જ્યારે ત્રીદોષ કે સન્નીપાત જ્વર હોય તો તેમાં ઉપવાસની જરૂર છે ભાલ કાઠીઆવાડ વગેરે ઠેકાણે ત્રીદોષ કે સન્નીપાતનાં ચીન્હો માલૂમ પડે તો તુરતજ દુધ ઘી તેલ મરચું એવા કેટલાક રૂક્ષ પદાર્થો આપતા નથી પરંતુ કેટલેક અંશે તો બીલકુલ ખોરાકજ આપતા નથી તદપી દીન

૭–૧૪–૨૧ સુધી લંઘન=( માત્રાઓ ) કહે છે તે કરાવે છે એક હીરણ્ય ગર્ભની માત્રા આપતા ખોરાકમાં કામ કરતી નથી તેનાથી વધુ કામ પેલા કરેલા અપવાસો કરે છે જેમ જેમ અપવાસ થતા જાય છે તેમ તેમ કોપેલા દોષોનું પરીબળ નિબંળ થતું જાય છે અંતે ત્રીદોષ કે સની-પાતનાં દરદો ધીમે ધીમે વિના દવાથી દબાઇ જઇને દરદી આરામપર આવે છે.

ઉપવાસ કરવાનું મુખ્ય કારણુ એ હોય છે કે અ-પવાસથી પેટના મળ જલદી પાકી આવે છે.

ખોરાક આપવાથી એવું બને છે કે ખોરાક આપ્યા જઇએ અને ઉપર દવા ચાલુ રાખીએ આમાશયમાં વાયુ અત્યંત હોય તેમાં વળી ઉપર ખોરાક આવે હવે ગમે તેટલી મજણુન દવા આપીએ તોપણ તે દરદીને અસર જારી થતો નથી દાખલા તરીકે એક યજ્ઞ કરીએ તેમાં અગ્ની સળગાવી હોમાત્મક કામ શરૂ કરીએ વારંવાર આ-હુતી રહે તેમ તેમ યજ્ઞાગ્ની મંદ થતો જાય ગમે તો તેમાં અગ્ની વધારવાને માટે લાકડાં ઘી રેડો તો અગ્ની ચાલે પણ આહુતી ચાલીકે પાછું હતું તેમનું તેમજ આ યજ્ઞાગ્ની મુજબ જઠરાગ્ની છે અને આહુતી રૂપ ખોરાક છે. ઘી લાકડાં રૂપી માત્રા ( દવા છે ) માટે દોષોનું પ્રાબ-લ્યપણું હોય તો ખોરાક નહી અપાય તો તેથી કંઇ નુકસાન છે એમ સમજવું નહી કીંતુ ખોરાક આપવાની જરૂર પડે તો ચોખાની શેકેલી ધાણીનો સાથવો પતાસા ને પાણી સાથે રાબ કરીને આપવો. સાબુદાણાની ઘી પીનાની કાંજી આપવી. ધણી, ઘી, દુધ, ગોળ, ખાંડ, સા-કર, વગેરે ભારે અને દોષોને વધારનાર પદાર્થો આ-પવા નહીં.

શિષ્ય—મહારાજ સઘળી દવાઓ આપણે રાખવી પણ તેમાં દરદાના દરદીની નોંધ કેવા રીતે રાખવી.

ગુરૂ—નીચે મુજબ.

| નંબર | નામ. | ગ્નાતી. | રહેવાનું ગામ. | દરદીની ઉમર. | કેટલી ડીગ્રી તાવ છે | કઇ જાતનો રોગ અગર રોગનું નામ | કઇ અને કેટલા માપની દવા આપી. | દવા કેટલા વખત દીવસની. | દવા કેટલા લેવાની. | દવા બદલી હોય તો તે કઇ. | દરદી ફીટ થયો કે અનફીટ. | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ચતુરભાઇ મથુરભાઇ. | પટેલ | ભારીઆવી. | ૪૦ | ૧૦૫ | અતીસાર. | ડોવર્સ પાઉડર ૫ ગ્રેન. | ૪ | દીવસમાં ત્રણ વખત. | જાદવી છે અતીસારના જાનવડી. | ફીટ. | દરદી ૨૦ દીવસ દવા ખાવામાં તદન સારો થઇ ગયો છે. |

આ પ્રમાણેનો રજીસ્ટરનો નમુનો બનાવવો.

કેટલાક દીવસ વૈદ્યો આવા રજીસ્ટરના નમુના સંખતા નથી તેથી કોઇ વખત દરદીને આગલા દીવસ કરતાં આજદીન દરદ કેટલું વધઘટ થએલું છે તે જાણી શકાતું નથી તેમજ આપેલી દવામાં પણ ચુક થઇ જઇ દવાની હેરફેરી થવાનો સંભવ છે. દરેક ડાકટરોની સરકારી વાને ખાનગી દવાખાનામાં રજીસ્ટરો જોવામાં આવે છે અને દેશી દવાખાનામાં કોઇ રાખે છે ને કોઇ નથી રાખતા પરંતુ વિશેષ તો રાખવું જોઇએ એજ અગત્યનું છે.

---

# પ્રકરણ ૮ સું.

---

### વીરફોટકને માટે. (N. I)

હરડેદળ તો. ૧।। જેઠીમધ તો. ૧।। મજીઠ તો. ૧।। બેહેડાદળ તો. ૧।। ચીનીકબાલા તો. ૧।। રેવંચીનું લાકડું તો. ૧।। હીમજ તો. ૧।। મીઠીઆવળ તો. ૭ સાકર તો. ૧૪ કચરી સરવેનું ચૂર્ણ કરવું તેમ કરવાથી વીરફોટક ન મટે તો મંજીષ્ઠાદી કવાથ કરવો તેમ ન મટે તો નીચે બતાવેલાં ઓષધો આપી જોવાં તેનાથી આરામ થશેજ પરંતુ ન મટે તો હોંશિયાર ડાકટરની સલાહ લઇને ગોદું લેવું ગોદું લેવાથી જરૂર વીરફોટક મટી જાય છે.

---

સુચના—ગોદું લેનાર દરદીને હમેશાં વિચાર કરવાનો છે કે જેમ બને તેમ સારા વિદ્વાન ડાકટરની સલાહ લેવાની ખાસ જરૂર છે ગોદું લેવું એ એક ખાસ અગત્યનો સવાલ છે કે કોઇ વખત અણુ ઉચારક કોણી ઠકામ અને ઊંટ વૈદ જેવાના હાથથી ગોદું લેવરાવવું

શિષ્ય—મહારાજ ઘણી વખત મોઢું બેવાથી પણ વિસ્ફોટક મટતો નથી.

ગુરૂ—તેવે સમયે ધુણી આપવાની જરૂર છે.

શિષ્ય—મહારાજ ત્યારે મોઢું કેવી રીતે લાવવું અને ધુણી કેવીરીતે આપવી.

ગુરૂ—મોઢું લાવવાને માટે ના તથા ધુણી આપવાના ઉપચારો શું પ્રમાણે કરવા તે તને હું સમજાવું.

---

નહી તે અણુ ઉપચારકો વિદ્વાન હોતા નથી કીંતુ બેભાક છે એમ જાણવું. તેનું કારણ એ છે કે મું'ઢની કાકરી આવી કે ગાંધી થયા મોંઢાને વાળવું કેવી રીતે એકદમ જોસમાં મોઢું' આવ્યું' તો અધુરૂ' કેવી રીતે વાળવું. મોઢું' લાવનાર ઉપચારક દેસી રસાયન ખવરાવી આજારીઓની કેવી સ્થીતી કરે છે દરદીને રસાયન ખવરાવવાથી પરીણામે શું હાલત થશે મોંઢાને લાયક દરદી છે કે નહી ભુતની પેઠે વળગાડેલી રસાયન પાછી કાઢી શકીશું કે નહી દરદી પરહેજ પાળવામાં સાવધ રહેશેકે નહી તેનો કંઈ પણ વીચાર કર્યા શિવાય એકદમ દેસી રસાયન ધકેલી મુકે છે કે તેથી તેવા અણુઉપચારકોની અને દરદીની પરીણામે શું હાલત થાય છે તેનો ખ્યાલ તો તેવા માણસોના ઝીપાટામાં જે આવી પડી ચુકેલા છે કે આજાપી પર્યંત પણ કેવી હાલતને પાત્ર થયેલા છે તે તેમનો આત્મા સારી રીતે જાણે છે માટે જેમ બને તેમ ડાહ્યા અને હોંશિયાર ડાકટરનીજ જરૂર છે તેને માટે એક કહેવત છે કે વિદ્વાનને હાથે મરવું સારૂં છે પણ ઊંટ વૈદને હાથે વેળાસર મટતું હોય તો પણ નઠારું છે બનતી જરૂરે મોઢું તો લેવુંજ નહી છેવટે ન બને અને આદમાપર આવી પડે તો પછી લેવું તો પણ તે તો વિદ્વાનને હાથે જ તો.

## મોઢું લાવવાને માટે (A. 2)

ગ્રે.પાઉડર — ૧ ગ્રેન.
અથવા કેલોમલ — ૧ ગ્રેન.

એમાંથી એકને વાપરવું માત્ર સવાર સાંજ ગ્રેન ૧ નું પડીકું ખાવું ફરી આખા દીવસમાં કોઈ દવા ખાવી નહી દવાને ગોળમાં ગોળી કરી ખાઇ જવી તેની ઉપર સાકરનો બનાવેલો સીરો દુધ ભાત ખાવાં બીજું કાંઇ પણ ખાવું નહી.

પથ્ય—ખાટું, ખારૂ, તેલ, મરચું, હીંગ, આમલી, લવણ (મીઠું) એમાંની કોઇ પણ ચીજ ખાવી નહી.

બરાબર ખાધેલી દવાનો રક્ત સોધક અસર થયો કે નહી તે ક્યારે સમજાય કે જ્યારે મોંઢાના દાંત હાલવા માંડે અને જડબાંના પેઢુઓમાં દુખાવા માંડે ત્યારે જાણવું કે તેણે શરીરમાં રક્ત સોધક અસર કરી છે.

જ્યારે આવાં ચીન્હો થાય ત્યારે દવા ખાવી બંધ કરવાથી રક્ત સોધક અસર થઇ વીસ્ફોટક મટી જાય છે.

છતાં મોઢું લેવું હોય તો દાંત હાલવા માંડે તો પણ દવા ચાલુ રાખવી એટલે મોઢું આવશે મોંઢામાંથી લાળ નીકળે છે દરદીને તાવ આવે છે ગળું બંધ થઇ જાય છે બોલવાની શક્તિ રહેતી નથી અને અંતે દરદી મરણ પામે છે માટે દેશકાળ દરદીની ઉમર દવાનો ગુણ વગેરેનો પુરેપુરો તપાસ કરી મોઢું આપવાનું છે.

## (M. I) મોઢું વાળવાને માટે ઇલાજ.

કાંટા સળીયાનાં મુળ, ઝીંઝીની છાલ, બાવળની છાલ, મણી બોરડીનાં મુળ, જાંબુડાની છાલનો ક્વાથ

અને તેમાં દ્રાઇડ આલ્યુમ (ફુલાવેલી ફટકડી) ગ્રેન ૧૦ ઉકાળામાં નાખી સવાર સાંજ કોગળા કરવા. મોઢું વળી જાય મોઢાની ગરમીથી પડેલી ચાંદીઓ રૂઝાઇ જાય ત્યાં સુધી કોગળા કર્યા કરવા.

બીજો પ્રકાર ( A. 2 )

(Tin Balladonae) ટી. બેલાડોના ૧૫ ટીપાં.
(Pof Chloras) પો. ક્લોરાસ ૧૦ ગ્રેન.

એમ કરી દીવસમાં ચાર વખત આપવાથી મોઢામાંથી નીકળતી લાળ બંધ થઇ જશે.

દેસી વૈદ્યો મોઢું લાવવાને માટે પારાની ભસ્મ, બીલામાં, રસકપુર, હીંગળોકની ભસ્મ વગેરે આપી મોઢાં લાવે છે પરંતુ તે દેશી રસાયનો ખાવી એ ઘણુંજ જોખમ ભરેલું છે. કોઈ સવાલ કરશે કે જ્યારે દેશામાં પારા ૪૦ થી મોઢું લાવે છે ત્યારે શું અંગ્રેજીમાં નથી તો હા. અંગ્રેજી દવાઓમાં પણ મોઢું લાવવાને માટે પારોજ છે. પારા સીવાય મોઢું આવતું નથી, પરંતુ તે પારો એવી રીતથી બનાવેલો હોય છે કે તે ખાવાથી બીલકુલ શરીરમાં કોઇ પણ પ્રકારની હાની કરતો નથી કારણ તેની બનાવટ બાહોશ હોશિયાર અને વિદ્વાન કેમીસ્ટોના હાથથી બનેલી હોય છે એટલે કોઇપણ પ્રકારનો સંદેસો રાખવા જેવું રહેતું જ નથી તે ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે.

( N. I ) બાળકનાં મુખપાક તથા વીરેચકનું મોઢું આવ્યું હોય ત્યારે.

બાવચાં, નાગકેસર, સોફેડ, કળીચુનો, જેઠીમધ, ચીની કબાબ, એલચી, એરસાર, કાથો કેવડીઓ, બાવળનાં ફુલ, એ બનેલું ચુર્ણ મોઢામાં ભભરાવવું.

(N. I) વીસ્ફોટકની ધુણી—મોઢું ન આવે અને વ્યાધી જાય.

હીંગળોક તો. ૧ હીરાદખણ તો. ૧ મોરથુથુ તો. ॥ા મીણ તો. ૨ એક લુગડું કાર ડોટીનું ચોંદરડી કાઢીને તેને મીણ પાવું અને તેના ઉપર બેવી દવાઓ ભભરાવી તેની દીવેટ બનાવવી તે વાટને નીચે સળગાવવી દરદીને ખાટલામાં સુવાડવો અને શરીરે ઓસડવું મોઢું ખુલ્લું રહેવા દેવું એ પ્રમાણે દીન ૭ ધુણી દેવી દુધ ભાત સાકર ઘઉં ઘી ખાવું.

(HO. I)

3 ×

Mercu vivo મરક્યુરી વીવ.

ખાવા ગ્રેન ૨.

(B. C. 2)

6×

no 5 Kali Mur ( કાલી મ્યુર ) ૨ ગ્રેન.

( C R O. 3 )

એક ભુરા રંગની બાટલી લેઈને તેને બે કે ચાર કલાક સુધી તેમાં પાણી ભરી સૂર્યના તાપમાં મુકી રાખવી પછી તે પાણી પીવું એવી રીતે દીવસમાં બે ચાર વખત પાણી પીવું.

—※—

## કોલેરાને માટે.

કોલેરા આ નામનો વ્યાધી હીંદુસ્થાનમાં ઘણા વખતથી ચાલે છે આ વ્યાધી હાલમાં જેવો સાધારણ થઈ પડેલો છે કે તેને માટે લોકો તે વ્યાધીની જ્યારે શરૂઆત હતી તે વખતે ધાસ્તી રાખતા હતા તેટલી ધાસ્તી હાલ

રાજ્યમાં આવતી નથી જેવી રીતે પ્લેગની શરૂઆતમાં લોકો પ્લેગની ધાસ્તી રાખતા હતા તેટલીજ ધાસ્તી હાલ રાખતા નથી કોલેરા ઉત્પન્ન થવાનાં કેટલાંક કારણો છે પણું કરીને તે વરસાદ વરસી રહ્યા બાદ જ્યારે ભાદરવા માસમાં અને વળી શરદ રૂતુના આરંભમાં તાપની ગરમી પૃથ્વી ઉપર સંપૂર્ણ રીતે પડવા માંડે છે જમીન વરસાદનું પાણી ચાર માસ સુધી પડવાથી હેઝવાળી ભીની હોય છે અને એકાએક સૂર્યની ગરમી પડે છે એટલે જમીનમાંથી ગરમ હવા ( મેલેરીઆ ) નામની હવા નીકળે છે અને તેમાંથી બારીક જંતુઓ ઉત્પન્ન થાય છે તે જંતુઓ માણસના શરીરમાં નાક, કાન, મોઢું તેમજ શરીરનાં કેટલાંક છીદ્રો વાટે ખાવામાં પાણી પીવામાં ઇ. અવયવોમાં થઇને અંદર પ્રવેસ કરે છે કે તુરતજ કોલેરા ઉત્પન્ન થાય છે કોલેરામાં માણસ આઠ કે દશ મીનીટમાં ઝાડા ઉલટી કે તાવથી તુરતજ મરણ પામે છે આવે સમયે કેટલાક માણુસો નાસભાગ કરે છે તે બચી જાય છે અને કેટલાક કોલેરામાં પડ્યા પણ રહે છે તો તેઓ છેવટે તેના ઝપાટામાં આવી પણ જાય છે, આ બ્યાને લીધે. માટે હાલમાં લોકો પહેલાંના જેવી ધાસ્તી રાખતા નથી પણ ખરૂં જોતાં તો તે વ્યાધી હાલમાં પણ ગામનાં ગામ ઉજ્જડ કરી નાખે છે અને એવી બીમારી ચલાવે છે કે રોજંદા મરણના ૨૫—૩૦—૪૦ કેસો ગામના પ્રમાણમાં નીવડે છે આવે સમયે ઘણીજ સમય સૂચકતા રાખવી જરૂર [illegible] જરૂર [illegible] ડાક્ટરની [illegible] પણ [illegible] જરૂર છે ગામમાં [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] ગામમાં જવા [illegible] પણ [illegible] [illegible] [illegible] [illegible]

દરરોજ જંતુ નાશકને માટે Sulphur (ગંધક) ગંધકને દેવતા ઉપર મુકી ધુણી દરરોજ કર્યા કરવી અને ઘરમાં દરેક માણસોએ પોતાની પાસે Camphor (કપુર)ની ગોટી રાખી મુકવી અને તેને વારંવાર સુંઘ્યા કરવાની છે કપુર અને ગંધક એ કોલેરાના જંતુનાશકની અસર સારી કરે છે કોલેરાને માટે એક વિદ્વાન ડાક્ટરે એવી શોધ હાલમાં બહાર પાડી છે કે જસતનું ચાર ઇંચ લાંબુ પહોળું ગોળ પતરૂં કરવું અને એક ત્રાંબાનું તેવડુંજ બીજું પતરૂં કરવું અને પતરાંને એક દોરી બાંધવી તે દોરીને પોતાના ગળા પાછળ એવી રીતે વીંટવી કે તેથી કરીને છાતીના ભાગ આગળ ત્રાંબાનું પતરૂ અને બરડાની કરોડ તરફ પાછળના ભાગે જસતનું પતરૂ રહે તો તેનાથી કોલેરાનો શરીરમાં આવેશ થતો નથી.

(A. 2)

Tin camphor co. ટી. કેમ્ફર કો. ૧ ઔંસ.
Tin opii ટી ઓપાઇ ૧ ઔંસ.
Tin rubbarbae ટી રૂહબાર્બ. ૧ ઔંસ
Aquae પાણી ૩ ઔંસ.

ગીમકરી દર ત્રણ ત્રણ કલાકે ઝાડા ઉલટી બંધ થાય ત્યાં સુધી આપ્યા કરવાનું છે.

(Ho. I)

Veratrum alb (વેરેટ્રમ આલ્બ) માત્ર ૨ ટીપાં

---

સુચના—જે જે જગાએ હોમીઓપેથીક બાબો ગ્લોબ્યુલીની દવાઓનાં પ્રમાણ બે કેન કે બે ટીપાં મુકેલાં હોય ત્યાં તે દવાઓનું પ્રમાણ ચાર ઓછવધત આપવું છે. આમ સમજવું ટીપામાં ચાર બમણ દવા લેવી.

(B. C. 2)

No 6 Kali phos કાલી ફોસ. ૧૦ ગ્રેન

(CRO. 3)

અગાઉ બતાવ્યા પ્રમાણે સુર્યના તાપથી Blue બ્લ્યુ રંગની બાટલીનો પ્રયોગ શરૂ કરવો.

### સંધી વાયુને માટે.

યોગરાજ ગુગળાપંત (N. I)

સુંઠ, પીપર, ચવક, પીપરી મુળના ગંઠોડા, ચીત્રા સેકેલી હીંગ, અજમો, અરસી, જીરૂ, શાહાજીરૂ, રેણુંકા બીજ, ઈંદરજવ, પેહાડમુળ, વાવડીંગ. ગજપીપર, કડુ, અતીવિષ, બારંગમુળ, ગોકાખજ, તજ એ તોલો ૦ ૦ વજનમાં લેવાં. હરેડદળ, બેહેડાંદળ, આમળાંદળ, એ ત્રણે તોલા ૧૦ શુદ્ધ કરેલો ગુગળ તોલા ૧૫ તથા સરવે બરમો રસસિંદુર વગેરે નાંખી ખલ કરી ગોળી બાંધવી ચણા પ્રમાણે.

માત્રા—૨ ગોળી સવાર સાંજ ખાવી.

### બીજો પ્રકાર (N. 1)

કાચો હીંગબોક દરરોજ સવાર સાંજ રતી ૧ પાનમાં ખાવાથી સંધી શાંત પડે છે અગર હીંગબોકને દુધમાં પીવાથી પણ શાંત પડે છે ચોખી ગુગળની ગાંગડીઓ કચરી ઘીમાં ચાટવાથી પણ શાંત થાય છે.

### (N. 1) સંધીવાને માટે તેલ—લગાડવામાં.

વછનાગ, ચિત્રાછાલ, મરી, સુંઠ, ગજપીપર. એટલી એટલી જણસોને બારીક કચરી ચુર્ણ કરી તેને તલના તેલમાં કકડાવીને વાયુના ઉપર ઘસવી.

### લગાડવામાં (A. 2)

Tin Iodon ટીંચર આયડીન અથવા લીનીમેન્ટ આયં-

ગ્રેન (Linimant ioben) અથવા Oil of terpentine ઓઈલ ઓફ ટરપેનટાઈન અથવા Brandy બ્રાન્ડી ગ્રેન માંથી જે ધ્યાનમાં આવે તે ચોપડવું તેના વાત ખસી જાય છે.

Liq arsenicalis લાઈકર આરસેની કેલીસ

માત્રા–૧૫ ટીપાં દીવસમાં ત્રણ વખત બપોરે સાંજે જમ્યા ઉપર પીવી.

(Ho I)

3x

Acon એકોનાઈટ. ૨ ટીપાં,

(B. C. 2)

No 4 Feram phos ફેરમ ફોસફેઈટ ૨ ગ્રેન.

(C R O. ) 3

Bottle red collor ( લાલ ) રાતા રંગની બાટલીના કાચનો પ્રયોગ કરવો.

શિષ્ય—પ્રમેહને માટે શું કરવું.

ગુરૂ— પ્રમેહ.

પ્રમેહનો વ્યાધી એવો છે કે તે જે માણસને થાય છે તેનું આખું શરીર હમેશાં ધાતુશ્રાવ રહેવાથી ધોવાયા કરે છે શરીર કૃષ નબળા બાંધાનું સકતીહીન થઈ જાય છે શરીરની નાડીઓ પણ ઢીલી લુસ બની જાય છે દેસી રીતીમાં પ્રમેહની અઢાર જાતો વરણવેલી છે તેમાં ઘણા ખરાને કીડીઓ અને મધુ પ્રમેહ વીશેષ જોવામાં આવે છે કેટલાકને પેશાબ કરતાં અગાઉ કેટલાકને પેશાબ કરી રહ્યા બાદ કેટલાકને પેશાબની સાથેજ પાણી રૂપમાં અગર ખારના રૂપમાં ધાતુ વહન કરે છે તે સરવે જાતો પ્રમેહની છે પ્રમેહ ઘણા લાંબા વખત સુધી રહેવાથી અંત્યે ધાતુનો ઈંદ્રીયમાં કોહોવણ લાગે છે જેથી ઈંદ્રીપર ફોલ્લીઓ ફુટી

નીકળે છે ને ખરજ કે ચળ આવે છે તેને વલુરી નાંખ-વાથી આખી ઇંદ્રી ઉપર ચાંદીઓ પડી જાય છે તે ચાંદી-નો ઉપચાર પણ તુરતજ થવો યોગ્ય છે. જો તેમાં બીન દરકારી વાપરવામાં આવે છે તો તે ઇંદ્રીની અંદર મૂત્ર અ-ટકાયતનો ( મૂત્ર કચ્છ ) અગર સંધીવા ઉત્પન્ન થાય છે કેટલેક અંશે સંધી વાયુ ઘણાને થવાનુ કારણ પ્રમેહ છે અને પ્રમેહમાંથી ચાંદી અને ચાંદીમાંથી સંધીવા લાગુ પડે છે વળી કેટલાકને ચાંદી પડયા વગર પણ સધી થાય છે પરંતુ મુખ્ય કારણ તો પ્રમેહ જ છે.

(N. I)

લોહ ભસ્મ, બંગ ભસ્મ, તામ્ર ભસ્મ, નાગ ભસ્મ, ૪૦ નુ સેવન કરવુ અગર વસંતમાલીની ગુટીકાનું સેવન કરવાથી પ્રમેહ શાંત થાય છે.

સુખડ ખડબીડાનું મુળ વર્ધારો એ ત્રણેના કવાથમાં સાકર નાંખી પીવું પ્રમેહ સમે.

અગર (N. I)

બહુફળી, કાળી જમીમનમાં ઉગતી ખરવડ તથા પીળા ફુલની ( શંખાવળી ) ધોળી મુસળી, ધોળી ચનો-ઠીનું મુળ, નાગ કેસર, મુચલી એ દાણા સાલમ પંજાબી, શાલમ દાણા, કૌચાં, એખર બીજ, કાળી મુસળી, ગોખરૂ, તજ, જાયફળ, કેસર, બોડીઓ કલાર અને વાંસકપુર, પીપર ઇંદરજવ એ સરખે વજને કસ્તુરી વાલ ૪ એ સરવેની પાનના રસમાં ગોળી ચણા પ્રમાણે બાંધવી દીન પ્રત્યે ગો-ળી ૨ સવાર સાંજ પાંનમાં ખાવી ઉપર દુધ શેર ના તેમાં સાકર, ખારેક, બદામ, પીસ્તાં, ખસખસ, રાત્રે પલાળી મુકી સવારમાં તેને ખલમાં ખલ કરી અડધા શેર દુધમાં ઉકાળીને પીવાથી સારો ફાયદો આમે છે.

(A 2)

ઓઇલ ઓફ કોપેબા (Oil of Coparbao) પતાસામાં નાંખીને તે પતાસુ ખાઇ જવું દીવસમાં ત્રણ વખત.

(*Ho.*) I

3x
Canth (કેન્થારીસ) ૨ ટીપાં.

(B. C. 2)

6x
No 5 Cali mur ( કેલી મ્યુર ) ૨ ગ્રેન.

(CRO. 3)

Blue બ્લુ રંગની બાટલીનો પ્રયોગ કરવો.

શિષ્ય——ત્યારે મહારાજ જયારે શરીરમાં ચાંદીઓ પડે છે ત્યારે તેને શું કરવું.

ગુરૂ—બાઇ ચાંદીને માટે સાધારણ ઇલાજો એવા છે કે ઘણા વરસની જુનીને હઠીલી ચાંદીઓ હોય છે ત્યારે તો તેને માટે વીસ્ફોટકના ઉપચારો જેટલાજ ઉપચારો કરવા પડે છે ચાંદીના વ્યાધી થવાનાં કારણો એવાં છે કે ખરાબ સ્ત્રી સંગથી પ્રમેહમાંથી ટાંકી પડી જાય છે.

( A 2 )

Liq hidrarg per chlor of iron લાઇકર હાઇડ્રારજીરી પરક્લોરાઇડ ઓફ આયર્ન પીવાથી રક્ત સોધક અસર થઇને પણ મટી જાય છે.

(N. 1) વીસ્ફોટક, ચાંદી ઉપર લેપ.

એલચી, જાયફળ અને ફુલાવેલું મોરથુથુ એને ધોયેલા ગાયના ઘીમાં લેપ કરવો.

(A. 2)

Iodoform આયડો ફોરમ.

Acid borasic એસીડ બોરેસીક.

Vesaline વેસેલાઇન.

મલમ કરી ચાંદી ઉપર લગાડવો.

ચાંદીને સ્પુગર લેડનું પાણી કરી તેનાથી ધોઇ સાફ કરી ઉપર મલમ લગાડવાથી સોજો ઉતરી જાય છે.

અગર પોસના ડોડા ( અફીણનાં ખાલી ડોડવાં )ને પાણીમાં ઉકાળી બાફ કરવી તે પાણીથી ઈંદ્રી ઉપર ચાંદી હોય સોજો હોય ફૂંસી ચઢી ગઇ હોય તો તે શાંત પડે છે.

(Ho. 1)

3×

Merc vivo ( મરકયુરી વ્હીવ ) ૧ ગ્રેન.

(B. C. 2)

No 5 Cali mur ( કેલી મ્યુર ) ૨ ગ્રેન.

અને વેસેલાઇન સાથે મલમ કરીને ચાંદી ઉપર ચોડવું.

(CRO. 3)

Blue બ્લ્યુ રંગની બાટલીનો કોમીઓપાથીક પ્રયોગ કરવો.

મરડો.

જાયફળ, લવીંગ, મરી, પીંપરીમુળ, પીપર, અફીણ, કાળા ધંતુરાનાં બીજ, ભાંગ, એ સરખે વજને વાટી ગોળી કરવી અનોઢી જેવડી ગોળી બાંધવી. ગોળી ૨ એકે ખાવી, નીંદ્ર આવે ફુટ મટે ચુંક મટે મરડો મટે અગર અંબીવાતવટી ખાવી.

( A. 2 )

Dovers powder ડોવર્સ પાઉડર ૧૦ ગ્રેન.

અંબીવાંતવટી ૯ ગોળી

Quinine કવીનાઇન ૫ ગ્રેન.

Soda arb સોડા બાયકારબ ૮ ગ્રેન.

ત્રણ પડીકાં દીવસમાં ત્રણ વખત ખાવાં તેની સાથે કે બે ૧ અફીણ મેળવવું.

(A. 2)

| | | |
|---|---|---|
| T. opii | ટી. ઓપાઇ ૫ ટીપાં | દીવસમાં ત્રણ વખત પીવું. |
| chloro line | કલોરોડાઇન ૫ ટીપાં. | |
| ( Aquae ) | પાણી ૩ ઔંસ | |

(HO. I)

3 ×

Merc cor મરકયુરી કોરોસીવ્‌ ૩ ગ્રેન કે ૨ ટીપાં

(B C. 2)

6×

No 5 Cali mur કેલીમ્યુર ૨ ગ્રેન.

(C R O, 3)

Blue બ્લ્યુ રંગની બાટલીનો પ્રયોગ કરવો.

(A. 2) માથાનાં ( મગજનાં દરદો માટે.)

માથું ચડેલું રહેતુ હોય ધમ ધમ થતું હોય તે સાથે શ્લેષ્મ હોય ત્યારે તેને માટે.

લવીંગનું તેલ ચોપડવું અને સુંઘવું સ્મેલીંગ સોલ્ટ સુંઘવું અથવા પીપરમીન્ટનું તેલ માથે ઘસવું અને સુંઘવું.

મગજ ખાલી પડયું હોય તો કાનમાં સણુ સણુ કરતું હોય સ્મરણ શક્તી મંદ હોય વાત કરતાં કરતાં ભુલી જવી હોય ત્યારે.

(N. I)

બદામની મીંજ શેર ૧ પીસ્તાં શેર ૧ ખસખસ શેર

૦॥ ખારેક ફોલીને શેર ૦॥ નાગ કેસર નવટાંક મુસ્તકી અઘોળ સાકર શેર ૧ મધ શેર ૦॥ ઘી શેર ૦॥ એલચી તોલો ૧ ધોળાં મરી શેર ૦। આ સઘળું મીશ્ર કરી એક કોરા વાસણમાં ભરી તેનુ મોહું બંધ કરી કપડ માટી કરી તેને સુકાવા દઈ એક ઠેકાણે કોઠીમાં પંદર વીસ દીવસ સુધી રહેવા દેવું ત્યારબાદ કાઢી દરરોજ સવારે નવટાંક ખાવું તેનાથી મગજ શકતી સુધરે છે.

(A. 2) અગર.

સેનીટોજીઅનનો ઉપયોગ કરવો અગર

oil of phosph... ઓઇલ એફ ફોસફરસનો ઉપયોગ કરવો.

(N. 1)

બદામની મીજ તો ૧ પીસ્તાં તો૦ ૧ ખસખસ તો ૧ એ રાત્રે પલાળી સવારમાં છોતરાં કાઢી નાંખી ખલ કરવું ત્યારબાદ તેને દુધ શેર ॥ માં નાંખવું અને દુધ ઉકાળવું દુધ ઉકળવા માંડે પછી તેમાં સાકર એલચી નાગ કેસર પીપર એટલું નાંખી ઉકાળી તેને પીવું.

માથું દુખતુ હોય ત્યારે.
4 ×

Bell બેલ ટોના ૨ ટીપાં જ્યાં સુવી માથું દુખતું હોય ત્યાં સુધી દર ત્રણ કલાકે આપવું. માથું દુખતું બંધ રહે ત્યારબાદ નહીં.

---

સુચના—શ્લેષ્મ થવા માંડે કે તુરતજ અગર એક દીવસ ગયા બાદ નીચેનો પ્રયોગ કરવો જે મુજબ લુવારની ધમણ ચાલે છે તે પ્રમાણે ડાબુ નસકોર દાબીને શ્વાસા ખુબ લે મુક કરવી ત્યારબાદ જમણું નસકોર દાબીને પાછી શ્વાસા લે મુક કરવા. આ પ્રમાણે બે ચાર મીનીટ કરવાથી માથું નરમ પડે છે અને સવાર સાંજ બે વખત એમ બે દીવસ કરવાથી શ્લેષ્મ સળેખમ મટી જાય છે તેની સાથે દુઃખ ઘટતું પણ નથી.

(B.C. 2)
6x

No 4 Ferram phos ફેરમ ફોસફેટ ૨ ગ્રેન

(CBO 3)

ઘેરો ભુરો રંગ ( જાંબુડા જેવો ) આ રંગમાં લાલ રંગનો અંશ હોય છે તેવા રંગની બાટલીનો પ્રયોગ શરૂ કરવો.

## આંખ.

સુરમો કાળો બજારમાં મળે છે તેને લાવીને એક કુલડીમાં ઘાલી ગરમ કરવો ને ફટકડીના પાણીમાં બોળવો એ પ્રમાણે ગરમ કરવો ને બોળવો એવું સાત વખત ક- ર્યાબાદ લીંબડાના પાનનો રસ ત્રીફળાનો કવાથ, ગુલાબ જળ, દુધ, ઘી, મધ, એટલા પુટ આપ્યા બાદ તેને પીસી સાફ કરી ગુલાબ જળમાં ખલ કરવો તેને આંખમાં અં- જન કરવાથી દુઃખતી આંખ, ઝરતું પાણી, ફુલ, મોતીઓ, ખીલ સરવે મટે છે.

( N. 1 )

આમલીના પાનનો રસ શેર ના કાઢી તેને ચુલે ક- લેહામાં બાળી જાડો કરવો પછી તેની અંદર અફીણ વાલ ૧ ફુલાવેલી ફટકડી વાલ ૪ વરીયાળી તોલો ૦। સાકર તોલો ૦॥ એલચી તોલો ૦। એ સરવેને મીશ્ર કરી ત્રાંબાના લોટાથી દીવસ એક ઘુંટવું નાનાં બચાંને મોટાને દુખતી આંખ પાણી નીકળતું રાતી આંખ અને સંધ્યા વખતે આંખ ખારવી વગેરે મટી જાય છે.

(A. 2)

૧ ડ્રાઇંડ આલ્યમ ( ફુલાવેલી ફટકડી ) અમર ૨

ઝીન્ક સલ્ફાસ અગર ૩ નાઇટ્રેટ ઓફ સીલ્વર અગર ૪ એટ્રોપીઆ એમાંનું કાંઇ પણ બે ગ્રેન એક ઔંસ પાણીમા નાંખી આંખમાં ટીપાં નાખવાં.

(IJ o. 1)

8×

Argent nit      અરજેન્ટી નાઇટ્રાસ ૨ ટીપાં.

Acid Boracic frd Zind salphas grs 3 and oue onnec watev ad આ દવાઓથી આંખ ધોવી.

(B. C. 2)

6 ×

No 4 Ferram phos ફેરમ ફોસ ફેટ ૨ ગ્રેન.
અને તેના પાણીનાં આંખ ઉપર પોતાં મુકવાનાં છે.

( CRO 3 )

Blue બ્લ્યુ રંગની બાટલીનો પ્રયોગ કરવો.

---

સુચના—જ્યારે જ્યારે પેઢુમાં કે ગેટમાં ચુંક આવતી હોય ત્યારે પગની પલાંઠી વાળીને એવી રીતે સીધાસન કરીને બેસવું કે પગની પાની ઉપર ગુદાનું દ્વાર મુંકવું અને તે દ્વાર બંધ કરી દેવુ ત્યાર બાદ સીધા ટટાર થઇને મોઢેથી શ્વાસ લેવો અને મુકવો ઉપરનો શ્વાસ હેઠ પેઢુમાં પહોંચાડવો ને ચુંક આવતી હોય તેજ વાયુમાં ઉપરનો લીધેલો વાયુ ભેગો તે બંને વાયુ એક કરી પછી તે વાયુને પાછો ઉપર કાઢી નાંખવો એટલે અંદરનો પવન સુલ્તરી જઇને બે ત્રણ મીનોટમાં તુરત ચુંક બંધ થઇ જશે તે જાણવું. આ યોગ્યાભ્યાસ પ્રયોગ છે.

સુચના—લઘુવસંતમાલીની પાંચ વરસના બાળકથી માંડીને તે પંદર વરસના છોકરા સુધીને ખવરાવવામાં આવે છે. .

સુવર્ણ વસંત માલીની પંદર વરસથી માંડીને પચીસ વરસનાને ખવરાવવી.

બૃહત્ સુવર્ણ વસંત માલીની—પચીસ વરસથી માંડીને તે છેક વૃદ્ધ ઉમરના માણસ સુધી આપી શકાય છે.

( N. 1 ) પાંડુ રોગ, કમળી ઉપર.

આગળ બતાવેલો લોહાસવ લોહભસ્મ ૪૦ નું સેવન કરવું.

અગર.

વાવડીંગ તો. ૨ હરડાં તો. ૨ બહેડાં તો. ૨ આમળાં તો ૨ સુંઠ તો. ૧ મરી તો. ૧ પીપર તો. ૧ પુસ્કર મુળ તો. ૩ ગજપીપર તો. ૩ સમુદ્ર ફીણ તો. ૩ ચીત્રક છાલ તો. ૨ લવીંગ તો. ૨ જાયફળ તો. ૨ લોહભસ્મ તો. ૨ મરચ કંકોલ તો. ૧ તજ તો. ૧ તમાલ પત્ર તો. ૨ નાગ કેસર તો. ૧ એલચી તો ૨ મેચગસ તો. ૧ જીરૂ તો. ૨ કાળુ જીરૂ તો વાંસ કપુર તો ૩ તરખીલ તો. ૨ ખાંડ તો. ૪ જસદ ભસ્મ તો૦ ૪ એ સરવેની પાનમાં ગોળી બાંધવી સોપારી જેવડી સવાર સાંજ એક એક ખાવી. ખાટું ખાર, તીખું, ધઉં, જુવાર ખાવું નહી. પાંડુ, કમળો, પાણીરસ, ગોળો મટી જાય છે.

(A 2)

vin pepsin ( પેપસીન વાઇન ) પીવો અગર vin ferri વાઇન ફેરી પીવો. અગર Syrap ferri phosphoras અગર સીરપ ફેરી ફોસફરસ પીવા અગર વિલાયતી

કોઈ પણ સોખંડની દવાનું સેવન કરવું.

(A. 2)

| | | |
|---|---|---|
| Ferri Ammoni cit | ફેરી આમોની સાઇટ્રાસ | ૮ ગ્રેન. |
| Tin Naeis vommici | ટી. નક્ષવોમીકા | ૧૫ ટીપાં |
| Spi chloro formi | સ્પી. ક્લોરો ફોરમ | ૨૦ ટીપાં |
| Liq Stry chaniae | લાઇકર સ્ટ્રીક્ન્યા | ૯ ટીપાં |
| Aqua Disti | પાણી | ૨ ઓંસ |

દીવસમાં ત્રણ વખત પીવું.

( Ho. I)

3x ૬x

Ferram Redact ફેરમ રીડેક્ટમ ૨ ગ્રેન

(B. C. 2)

6x

No 1 phosphate of Lime ફોસફેટ ઓફ લાઇમ ૨ ગ્રેન.

6x

No 9 Nat mur (નેટ્રમમ્યુર) ૨ ગ્રેન.

આ બને દવાઓ દીવસમાં બે બે વખત વારાફરતી લેવાની છે.

No 11 Nat Salph નેટ્રમ સલ્ફ ૨ ગ્રેન કમબામાં લેવો.

(CRO 3)

પીળા નારંગી રંગની બાટલીનો પ્રયોગ કરવો.

---

**સૂચના**—ફટકડી તો. ૧ નેપળો તો. ૦। સોનાગેરૂ તો. ૨ સરસવ તો ૨ ઓગું વાટી ભુકો કરી એક શેર પાણીમાં ઉકાળી પાશેર તો. ૪ રહે ત્યારે પીવું. ઉલટી થાય ઝાડો થાય ત્યારબાદ દહીં ભાત ખાવું તેનાથી સોમલ, વછનાગ, સર્પ વગેરેનું ઝેર ઉતરે છે એવું જુના ગ્રંથમાં લખેલું છે.

### જીર્ણાદ સન્નીપાત જ્વર ઉપર.

પારો સોધ્યો તો. ૧ સોધ્યો ગંધક તો. ૨ સોધ્યો વછનાગ તો. ૧ મરી તો. ૨ લવીંગ તો. ૧॥ ધંતુરાનાં બીજ તો. ૧॥ ટંકણ તો. ૧॥। જાયફળ તો. ૧॥ અકલકરો તો. ૧ આદાના રસની ભાવના દેવી ગોળી રતી ૧ ની બાંધવી પાનમાં આદાના રસમાં ખાવી.

### શાસ્ત્રના ક્વાથ કરવો.

(A 2)

| | | |
|---|---|---|
| Spi aether nitro સ્પી. ઇથર | ૩ ટીપાં |
| Tin aconit ટી. એકોનાઇટ | ૧ ટીપુ. |
| Tin nacvomi ટી. નક્ષવોમીકા | ૧૫ ટીપાં |
| Spi chloroformi સ્પી. ક્લોરો ફાર્મ | ૨૦ ટીપાં |
| vin ipecac વાઇન ઇપીકાક | ૯ ટીપાં |
| vin antimon વાઇન એન્ટીમની | ૯ ટીપાં |
| Spi cam co. સ્પી. કેમ્ફર | ૫ ટીપાં |
| Aquae cam કેમ્ફરનું પાણી | ૩ ઔંસ |

દીવસમાં ત્રણ વખત પીવું.

(Ho. I)

3x

Ars આરસેનીક ૨ ટીપાં

(B. C. 2)

6x

no 4 Ferram phos ફેરમ ફાસ ફેઇટ ૨ ગ્રેન

આ સર્ન્નીપાતીકજ્વરમાં ( Bio Chamistry) બનાવે છે કે જ્વર ઉતરે ત્યાં સુધીનો નં. ૪ આપવાનો છે પરંતુ પણ વ્યાધીના અનુસાર પ્રમાણે દવા આપવી તે ઉપચારકર્તા મરજી ઉપર છે તેમાં પ્લાસ્ટર સેક વગેરે કરવાના છે.

(CRO. 8)

મેગ્ન્ટ બ્લ્યુ રંગની બાટલાનો અને વાસ ફરતાં પીળા નારંગી રંગનો પ્રયોગનો ઉપયોગ કરવાનો છે.

## પ્લેગ ( Plague )

પ્લેગ ઉત્પન્ન થવાનાં કેટલાક કારણો છે તેમાં હવા બગાડથી મેલા લુગડાં રાખવાથી ઘરમા સ્વચ્છ હવા નહી હોવાથી ખીચોખીચ વસ્તીથી પુરતો હવા પ્રકાસ નહી મળવાથી શહેર કે ગામડાં સ્વચ્છ નહી હોવાથી પ્લેગના જંતુઓ ઉત્પન્ન થાય છે તેમાં તેની અસર પ્રથમ કુમળાં પ્રાણી જેવાકે ઊંદર, ખીસકોલી વ૦ ને જલદી લાગુ પડી જાયછે.

કેટલાંક માણસો એમ ધારે છે કે ઊંદરથી પ્લેગ સરૂ થાય છે પરંતુ તે ધારણા ધારી શકાતી નથી જો ઊંદરથી શરૂ થતો હોયતો ઊંદરની સાથે ખીસકોલીઓ કેમ મરી જાય છે તો ખીસકોલીનાથી ઉત્પન્ન થાય છે એમ કેમ ન ધારવું. તેના ખરી ધારણા આવા રૂપમાં ધારવામાં આવે છે કે ખીસકોલી અને ઊંદર એ બન્ને જાતે તમજ ચામડીથી અને સ્વભાવના ઘણાં કુમળાં હોય છે અને પ્લેગની અસર જંતુ શરીરમાં દાખલ થાય કે તુરતજ તાવ ( Fever ) ઉત્પન્ન કરી દે છે હવે તે કુમળા પ્રાણીથી તાવ સહન થઇ શકતો નથી ઘણી વખત તાવ (Fever) ની આતસથી વખતપર આપણે ખાવા બેઠા હોઇએ છીએ અને આપણા પાસે પાણીનો લોટો પડયો હોય તે તેની નજીક આવી પણી પીવા મંડી પડે છે અગર પાણીઆરામાં પણ દેખાવમાં આવે છે અગર બાજી કોઇ પણ ઠંડી જગ્યાએ તાબડતોબ જવાનુ આકર્ષણ કરે છે તે વખતે તે ઊંદરની સ્થીતી એવી ભયાનક જોવામાં આવે છે કે હવે તે બીચારો પ્રાણી આ સૃષ્ટી ક્રમની રચ

નામાંથી વીહીત થવા માગતો નથી પરંતુ કુદરત પોતાના સપાટામાંથી મુક્ત નહી કરતાં તાબડતોબ પરલોકવાસ ગમન કરાવી દે છે આવી અંત્યેષ્ઠી વખતે તેને ઠંડકમાં જવાનું શું કારણ સાધારણ રીતે એમ સમજાય છે કે તેને તે વખતે શરીરમાં ઘણોજ તાવ તેની આતસ વધવાથી તેમ કરે છે આવા રીતે તપાસતાં સહેજ અનુમાન થાય છે કે તે પ્રાણીઓમાંથી નહીં પણ પ્લેગની સખત તાવની બીમારી પહેલી તેનેજ એટલે ખામ્કોલાં અને ઉંદર તેમનાજ ઉપર અસર થાય છે તથી એવી ધારણા લોકો ધારે છે કે ઉંદરથી પ્લેગ થાય છે પણ ઉપરનો દખલા તપાસતા તેવું કંઇ લાગતું નથી ખરી રીતે તપાસ કરતાં તો એક રીતે સાર થાય છે કે પ્લેગની અસર પહેલી તેને લાગુ પડવાથી માણસો જાણી શકે છે કે પ્લેગ શરૂ થયો હવે આપણે સંભાળો અને માણસો તેવી રીતે પુરે પુરી સંભાળ (Cares) કરે છે તો તેથી પ્લેગના જંતુઓ તેમને અસર કરતા નથી.

આવા પ્લેગના સમયમાં જયાં પ્લેગ શરૂ થયો હોય તે જગ્યા ઉપર રહેવું ઉચીત નથી તુરતજ તે સ્થાન બદલી બીજી જગ્યાએ ચાલ્યુ જવું

### પ્લેગની હવા તથા દુરગંધની જગ્યાઓ.

જાજરૂ, પેસાબખાનુ અગર નહાવાનું સ્થાન અગર ઘરમાં જયાં પ્રકાસ પહોચતો ન હોય તેવી જગ્યોએ ( Fainae powder ) ફીનાઇન પાઉડર નાંખ્યા કરવો.

પ્લેગના વખતમાં પોતાની પસે કારબોલીક પીલ્સ ( arbolic pells) રાખવી અને તેને વારંવાર સુંઘ્યા કરવી તેનાથી પ્લેગ જંતુનાશક અસર સારી રહે છે.

પ્લેગવાળા સ્થાનમાં જા આવ કરવીજ નહી બનતી જરૂરે પ્લેગના દરદીઓ પાસે જતાં સંભાળ રાખવી.

## પ્લેગના તાવમાં.

Prof T. K. Gajjer of plagae solution પ્રો ટી. કે ગજરનુ પ્લેગ સેલ્યુશન વાપરવું અગર

પ્લેગની ગાંઠ ઉપર. (N. I)

આકડાનું દુધ, પાપડખાર, કબુતરની હગાર, કુકડાની હગાર, ચુનો, ગોળ, ઘઉંનો લોટ, જરખની હગાર, સાજીખાર, નવસાર, જવખાર, માંહું સરવે મિશ્ર કરી ચોપડવું અગર (Mercury plasti) પારાનો મલમ લગાડવો.

(Ho. I)

3×

Ars આરસેનીક    ૨ ગ્રેન

(B. C. 2)

6×

no 4 Ferram phos ફેરમફોસ ફેટ    ૨ ગ્રેન

no 5 Cali mur કેલીમ્યુર    ૨ ગ્રેન

બંને મિશ્ર કરી અગર વારા ફરતી આપવાં.

ગાંઠ ઉપર.

6×

no 5 Calimur કેલીમ્યુર

6×

no 10 nat phos નેટમ ફોસ

vesaline વસેલાઇન

મલમ કરી ગાંઠ ઉપર પટી મારવી.

(CRo, 3)

Blue Collor bottle બલ્યુ રંગની બાટલીનો પ્રયોગ કરવો.

શિષ્ય—અગાઉ કહેલું આટલું સાધારણ વૃત્તાંત તો હું સમજ્યો બાકીનું મને પછી સમજાવજો પણ તે બધી દવાઓ શેમાં રાખવી.

ગુરૂ—આપ એક લાકડાની પેટીમાં રાખવી તે પેટી એવી રાખવી કે મુસાફરીમાં પણ સાથે ફેરવી શકાય,

## દવાઓ કેવી જગાએ રાખવી.

શિષ્ય—આ દેસી વીલાયતી હોમીઓ પાથીક બાયો કેમીસ્ટ્રીના વગેરે દવાઓ એકજ પેટીમાં ભરી રાખીએ તો કેમ.

ગુરૂ—નાભાઇ તે બધી દવાઓને જુદા જુદા સ્થાનમાં રાખવી એકજ ઠેકાણે રાખવાથી કેટલીક વાસવાળી દવાઓની ગંધ તે દવાઓને ચઢી જાય છે અને તે કારણથી હોમીઓપાથીક બાયોકેમીસ્ટ્રીની દવાઓ બગડવાનો સંભવ છે માટે દરેક જુદીજ રાખવી.

શિષ્ય—દરદી હોય તેને કેવા કેવા પ્રકારનો ખોરાક આપવો.

ગુરૂ—દરદીઓને ઘણી ઘણી જાતના ખોરાક અપાય છે જેમ બને તેમ દરદીને હલકો ખોરાક આપવાની જરૂર છે કારણકે દરદી મણસનો જઠરાગ્ની પ્રાબલ્યપણામાં રહેતો નથી તેથી તેને ભારે ખોરાક પાચન થતો નથી તેવાં કારણોથી હલકો ખોરાક આપવાની જરૂર છે ખોરાકો વ્યાધી અનુસાર આપવામાં આવે તો ઘણું સારૂં અને તે તને નીચેના કોષ્ટક ઉપરથી સાફ જણાશે.

## દરદી માણસે કયો ખોરાક લેવો તેનુ કોષ્ટક.

| કાંજી. | રાબડી. | સાથવો. | ખીચડી. | રોટલી. | લીલોમેવો | ભાજી |
| --- | --- | --- | --- | --- | --- | --- |
| સાબુદાણાની સેક્યા ચોખાના લોટની.<br>શેકી બાજરીના લોટની.<br>ઘી વગરની. | સાબુદાણાની શેક્યા ચોખાના લોટની.<br>શેકયા મગના લોટની,<br>શેકીબાજરીના લોટની.<br>ઘીવાલી. | ચોખાની ધાણીનો બાજરીના લોટનો શેકેલો.<br>શેકયા મગનો શેકેલ રાતડનો | મગચોખા ચોખા દાળ. | ચોખાની બાજરીની. | સફરજંદ દાડમ. મીઠુ લીંબુ. અંજીર. | બટાકા, ડુંગળી, મેથી, ખાણા સુરણ કારેલા, સુવા. ફુદીના |

કેટલાક ગામડાના લોકો કોદરી બાવટો હલકો ગણી તેને ખોરાકમાં આપે છે પણ કોદરા બાવટો હલકાં છે તે એજે કે તેમાં પોષણ કરનાર તત્વો નથી એવું કેટલાક સિદ્ધાનોનું માનવું છે જયારે તે હલકાં છે ત્યારે દરતની પણ અટકાયત કરે છે. કોઇને સવાલ ઉઠશેકે ત્યારે તે હલકાં છે ને પોષણ તત્વો નથી ત્યારે ચોખા બાજરી હલકાં છે પણ હા. ચોખા બાજરી હલકાં છે બંધકોષ્ટ કરતાં નથી તેની સાથે પોષણ તત્વોના અણુઓ તેમાં છે જેની અંદર પોષણ તત્વો હોય નહી તો પછી શરીરમાં તે લોહીના અણુઓ કેવી રીતે વધારી શકે અને દરદીને તાકાત લાવવાની પહેલામાં પહેલી જરૂર છે તો પછી તેના ખોરાકો એટલે કોદરા બાવટો વાપરવા દુરસ્ત નથી દરેક દરદોમાં ધી કરતાં દુધ વીશેષ સારૂં છે વળી તેમાં સાકર ખાંડ ઇ૦ વાપરવા કરતાં પતાસું નાંખવું તે ઠીક છે માટે પતાસાનો બહોળો ઉપયોગ કરવો કાંજી ઘી વગરની અને રાબ વીગેરે પણ થોડા ઘીમાં કરવી.

## પરહેજી કેવી રાખવી.

શિષ્ય—ત્યારે ગુરૂજી દરદી માણસને કઇ કઇ ચીજોની પથ્ય રાખવી.

ગુરૂ—ખાઇ આમલી, તેલ, મરચું, હીંગ, લસણ.

આમલી—પીત્ત કરે છે

તેલ—ઠં. કફકર અને [illegible] વાયડું

મરચું [illegible] રસ્તામાં [illegible] ઉઠાવે છે. ઉષ્ણ છે તે [illegible] તપાવે [illegible].

હીંગ—ગરમ રક્તદાહક છે.

લસણ—ગરમ છે કામોતેજક છે પથ્ય સહ ખાવામાં આવે તો પૌષ્ટિક છે નહીતો શરીરને હાની કરે છે તે

અને તે પદાર્થ પોતાના જે સ્વભાવો છે તેનો ઉપયોગ પ્રાથમીકજ કરે છે જેથી દવાનો અસર કરતા પહેલાં તો તે પોતાના ગુણો અજમાવી દે છે તેથી દવાઓનો અશર જલદી થવા દેતાં નથી પરીણામે તો તે પોતાના કાર્યમાં નીષ્ફળ નીવડે છે એટલે દવા પોતાનો સ્વભાવ જે સારૂ કરવાનો છે તેને ધીમે ધીમે વધારે છે એટલે તે બીચારા રસોનું પ્રાબલ્યપણું ચાલતું નથી પણ એક વખતતો પોતાનો સ્વભાવ કરવા ચુકતાં નથી જેથી તેમનું દવા સાથે સેવન કરવું ઠીક નથી.

## સુવાની જગ્યો.

શિષ્ય—ગુરૂજી દરદીને હમેશાં કઇ જગ્યામાં સુવું.

ગુરૂ—ભાઇ સાધ્ય દરદીને હમેશાં ખુલી હવામાં ફરવું એ ઘણું સારૂં છે કારણકે મોટા મોટા યોગીઓ કંઇ દવાઓ ખાઇને હજારો વરસ લગી [illegible] નથી પણ યોગાભ્યાસથીજ જીવે છે હવે તેમાં મુ[illegible] કારણ એ હોય છે કે હવાથી વમન કરે છે વાયુથી વારેચન બસ્તી વગેરે બધું કામ હવા વડેજ કરે છે

આ પસેના ચાંત્રોમાં બતાવ્યા પ્રમાણે તે પ્રાણવાયુને જે પ્રદેશમાં જે દરદ થાય તે ઠેકાણે તે વાયુ પહોંચાડવાથી ત્યા તે પ્રદેશમાં રહેલી ખરાબ હવા કાર્બાન સુધરી જઇને ઓકસીજન એટલે સ્વચ્છ થઇ જાય છે તેથી તે યોગીઓને તેવું દરદ થવાનો સંભવ ઓછા રહે છે માટે તંદુરસ્ત અને બીમાર દરેકને હવાની તો ખાસ જરૂર છે પરતુ કષ્ટસાધ્ય કે અસાધ્ય દરદી હોય તેના મંદ શરીરથી હવામાં ફરીહરી શકાય નહી માટે ઘરની અંદર પવનના ઝપાટા નહી લાગે સ્વચ્છ હવા મળે પ્રકાશ પણ સાધારણ મળે તેવી સ્વચ્છ જગ્યોમાં દરદીને સુવાડી રાખવો

દરદીના સુવાના સ્થાનમાં ઘણા માણુસો આવીને વારંવાર પૂછ પરછ કરે છે તેથી દરદીને કંટાળો થાય છે તેની નસો પણ ખેંચાયછે કેટલીક વખત ઓપરેશન એટલે શઆક્રીયા કરેલા માણુશને વારંવાર ધનુર્વાત યા ચમક થાય છે ત્રીદોષ સન્નીપાતના દરદીને બોલાવવાથી બોલવાનો ને લવારી કરવાનો જોસ વધી જાય છે બગડેલા મગજને દરદી બમાતુર થાય છે તેથી તેવા દરદીઓને બીલકુલ બોલાવવા નહીં અને જરૂર પડે તો દવાની વખતે અગર કોઇ કારણસરજ તેમને બોલાવવા વારંવાર છેડછાડ કરવી નહીં.

## દરદીને પાણી કેવું પાવું.

શિષ્ય—દરદી માણુસને કેટલીક વખત દાહ તૃષા લાગે છે તે વખતે તેને પાણી કેવું આપવું. મહારાજ તમે જ્યારે આટલો બધો ખોરાક સાચવવાની જરૂર બતાવો છો ત્યારે તો પાણીનું પણ સાચવવું પડે.

ગુરૂ—હા બાઇ વધારે દાહ કે તૃષા લાગે તો તેને ઝામેલું પાણી પાવું અગર ઉલટી હોય તો તે પાણીને લોબાનની ધુણી દેવી.

## પાણી કેવી રીતે ઝામવું.

ગુરૂ—થંડા પાણીને એક તપેલાની અંદર ભરવું પછી પકાવેલ ઇંટ કે ઇંટાના કકડા પુષ્કળ ગરમ લાલ તપાવી તપેલાના પાણીમાં છમ છમ બોળી દેવા બાદ તે ઇંટો કાઢી લઇને બીજા દેવતાની ઉપર થોડો લોબાન મુકી ધુણી કરવી અને તે સઘળી ધુણી ઉપર એક કોરો મટાનો ઘડો ઉંધો મુકવો સઘળી ધુણી અંદર ભરાઇ જશે એટલે પેલું તપેલાનું અધું પાણી પેલા ઘડાની અંદર રેડી દેવું બાદ તે પાણીને ઠરાવા દેવું અને તેમાંથી પાણી પાવું આ પાણી

કામેધું કહેવાય તે શરીરમાં હાની કરતું નથી અને ઉલટી હોય તો સમેછે.

## જ્વરવાળાને કેવા પાણીથી નહાવું.

શિષ્ય—ગુરૂજી જે માણસ તાવવાળો હોય તો તેને કેવા પાણીથી નવરાવવો.

ગુરૂ—તાવવાળા માણસને નહાવાને માટે પાણી મુકવું તેમા લીમડાનાં પાદડાં અને કરાંયાતુ નાંખી તે પાણીને ખુબ ઉકાળવું પછી દરદીને એક ઠેકાણે બેસાડી તપેલામાં પાણી કાઢી તે તપેલું અને દરદી બન્ને જોડે રાખી ઉપર ગોદડું ઓરાઢવું અને મેઢું બહાર ખુલ્લુ રખાવવું એ પ્રમાણે અડધો કલાક બેસી રહેવાથી ડાઇફોરેટીક અસર થઇ પરસેવો શરીરમાં પુષ્કળ વળી જશે ત્યાર બાદ તે પાણીથી નહાવું.

## વૈદ્ય કેવા જોઇએ.

શિષ્ય—મહારાજ કેવા વૈદ્યની સલાહ લેવી.

ગુરૂ—સાત્વીક કે રજોગુણી નિર્વ્યસની માયાળુ પ્રેમી. વિદ્વાન, ચાલાક, હોંશિયાર અનુભવી શાંત એવા વૈદ્યની જરૂર છે.

## દરદી કેવા જોઇએ.

શિષ્ય—ત્યારે મહારાજ દરદીઓ કેવા ગુણના હોવા જોઇએ ?

ગુરૂ—બાઇ દરદી પણ શાંત, ડહ્યો, સમજુ, દરદની હકીકત સંપૂર્ણ રીતે સાચે સાચી કહેનાર જુઠું નહી બોલનાર વૈદ્યકે ડાકટરની ઉપર સંપુર્ણ શ્રદ્ધા વાળો પરહેજી પાળનાર વૈદ્યના કહેવા પ્રમાણે ચાલનારો સારી ચાલનો પ્રમાણીક તેવો દરદી સારો ગણાય છે.

## સંગ્રહણી. (*N* I)

અતીવીષ, વછનાગ, હીંગળોક, લવીંગ, બીલીફળ,

અબહૂળ, મોચરસ, સાકર ધાવડીનાં ફુલ, રાળ, લોહભસ્મ એ સરખે વજને લેવાં પછી અરીઠું અને જીરૂ એનો ક્વાથ કરી તેના ક્વાથમાં ત્રણ વખત ખલવું પછી ધંતુરાના રસની ત્રણ ભાવના દેવી ગોળી મગોડી જેવડી બાંધવી દીનપ્રત્યે બે ગોળી ખાવી અનીકાર સંગ્રહણી મટે.

(Ho. 1)

3x

(Ars) આરસેનીક ૨ ગ્રેન.

(B. C. 2)

no 6 Cali phos કેલીફોસ ૨ ગ્રેન.

(CHO. 3)

પેરા બ્લ્યુ રંગની બાટલીના પ્રયોગ કરવો.

## મદ્યપાન વિષે.

ગુરૂ—ભાઇ હવે કેટલું તને મદ્યપાન વિષે સમજાવું.

શિષ્ય—મહારાજ દારૂપાવો તેની શાસ્ત્રમાં તો મના કરેલી છે અને વળી તે એટલે સુધી કે દારૂ પીનાર દારૂ પીતાં પીતાં તે દારૂનું ટીપું જોડા ઉપર પડે તો જે જાનવરનું ચામડું હોય તે જાનવરની અસર ગર્ભ થાય છે.

ગુરૂ—ભાઇ કુરાનમાં લખેલું છે કે દારૂ હરામ નથી પણ દારૂની નિસો ( કેફ ) તે હરામ છે એટલે તું સમજ્યો આપણામાં પણ તેમજ છે દારૂનો દોષ નથી પણ દારૂનો નીસો તામસ ગુણ ઉત્પન્ન કરે છે અને તેના નિશામાં આદમીને કંઇ ભાન રહેતું નથી છતાં તે નિસાની વૃત્તી તામસી હોવાને લીધે મારૂ નાંઠ ગમે તે કામ અવિચારથી થઇ જાય છે બીજું તે હું છતાં તેનો બીજો ગુણ કામી છે તેથી મા બેન મારકી આઓ ઉપર પણ તેની કુદષ્ટી થાય છે અને તેવાં પાપીષ્ટ કારણોથી વ-

ખતે ભયંકર અકસ્માત થવાનો સંભવ છે જેથી તેનું સેવન કરવું નિરર્થક છે પરંતુ બાઇ અધિકાર અનુસાર અગર કેટલાક વ્યાધીઓમાં તેને વાપરવાની જરૂર પડે છે તેવી વખતે વાપરવો પણ પડે છે.

વાતવાળાએ—પીત્તવાળાઓ—કફવાળાએ જમતાંની મધ્યમાં—જમ્યા પછી—જમ્યા પહેલા.

ફાયદા—પાંડુરોગ, કમળો, મંદાગ્રી, અજીર્ણ, સન્નીપાતજ્વર મટાડે છે કામોત્તેજક ચૈન આપનાર ઉષ્ણવીર્ય છે.

અંગ્રેજીમાં બ્રાન્ડી વ્હીસ્કી વગેરે જાતની પેક અને શીલબંધ બાટલીઓ આવે છે.

## પાકનો વિધિ.

શિષ્ય—મહારાજ થોડુંક પાક વિષે મને સમજાવશો.

ગુરૂ—હા.

શિષ્ય—પાક કયા કયા હશે ?

ગુરૂ—સાલમપાક, મુસળીપાક, મરીપાક, આમળાપાક, હરડેપાક, બદામપાક, ગુંદરપાક, સુંઠપાક વગેરે છે પણ તેમાં તારે તો માત્ર એક બે પાક જાણવાની જરૂર છે જો કે દરેક પાકો એકજ રીતે થાય છે એટલે પછી વધારે કંઇ હું તને લાંબુ લાંબુ ચલાવતો નથી ટુંકામાંજ કહું છું સાંભળ.

## સાલમપાક.

પ્રથમ ચુલે એક લોઢાની કડછ ચઢાવવી અને તેમાં દુધ રેડવું તે દુધ ખુબ ઉકળે એટલે સાલમ, મુસળી, કાબીમુસળી, એમને ઘીમાં મોરણથી મોટી નાખી દુધમાં પકાવવું તે દુધના બાગી મુકી આવાનો લોચો કરવો લાલ રંગનો સાધારણ સુગંધીદાર માવો થાય ત્યારે તેની અંદર ઘી નાખવું અને માવાનો છુટો દાણો થવા દેવો ત્યાર

બાદ ચુલેથી ઉતારી નાંખવું પછી ઘઉંનો લોટ અડદનો લોટ બંનેને જુદા જુદા ઘીમાં સેકી નાંખવા અને તે લોટનો દાણો પણ લાલ થાય ત્યારે ઉતારી થંડો પડવા દેવો પછી તેમાં થંડુ થએથી ખાંડની ત્રણ તારની ચાસણી કરવી બાદ એખરો, ગોખરૂ, સુંઠ, મરી, પીપર, તજ, જાયફળ, જાવંત્રી, એલચી, બદામ, ચારોળી, પીસ્તાં, તમાલ પત્ર, કેસર, નાગકેસર, અકલકરો, આસન, ગંઠોડા, ગુંદર આ સઘળી ચીજો તથા પેલો સેકેલો લોટ ચાસણીમાંવો સરવે એકત્ર કરી એક કથરોટમાં ઘાલી ચકતાં પાડવાં સવારમાં શેર ૦। ખાવું. આ બધી ચીજોનું વજન જેટલો પાક કરવો હોય તે મુજબ લેવાનુ છે.

### ગુંદરપાક.

શિષ્ય—ગુંદર પાક શી રીતે કરવો.

ગુરૂ—આ પ્રમાણે કરવાનો છે. પ્રથમ ઘી અને ઘઉંનો લોટ સરખે વજને લેવો અને તેને સેકવો નીચે ઉતારી થડો પડવા દેવો પછી તેમાં સાકર કે ગોળ નાંખવું.

એલચી તો. ૧ નાગ કેસર તો. ૨ સુંઠ તો. ૨ મરી તો. ૨ પીપર તો. ૨ કેસર તો ૧ ચાલમ તો. ૧ સાલમદાણા તો. ૨ આસન તો. ૧ ગંઠોડા તો. ૨ ધોળી મુસળી તો. ૫ કાળી મુસળી તો. ૫ કૌચાં તો. ૫ એખરાનાં બીજ તો. ૨ ગોખરૂ તો ૫ અકલકરો તો. ૨ તજ તો. ૧ તમાલપત્ર તો. ૧ જાયફળ તો. ૨ જાવંત્રી તો. ૧ અકકરો તો. ૧ ચારોળી તો. ૨ બદામની મીજ તો. ૧૦ પીસ્તાં તો. ૧૦ ખસખસ તો. ૫ ખારેક ફોલેલી તો. ૨૦ છીણીને કોપરૂ તો. ૧૦ મુગલાંએદાણા તો ૧ બાવળનો ગુંદર તો ૪૦ લવીંગ તો. ૧ મળબાંજ તો. ૨ દ્રાક્ષ તો. ૧ એ સરવે બારીક કચરી સરવેને એકત્ર કરી લાડુ વા-

ભાવા સવારમાં લાડુ એક ખાવો.

અંદર ભસ્મો નાંખવી હોય તો પ્રવાલ, લોહ, તાંમ્ર, બંગ વગેરે નાંખવી આ પાકો પણ પૌષ્ટીક છે અને ધાતુને ઘટ બનાવે છે.

શુરૂ—ભાઇ આ સઘળું મેં તને બતાવ્યું તો પણ તેમાં જે આ બાયોકેમીસ્ટ્રી ।। અને હોમીઓપાથીક રીતીની જે દવાઓ છે તે તો તને ખાસ લાભદાયક છે તે જાણવું.

સુચના—કેટલાક દરદીઓ એવા હોય છે કે પોતે મરવાને માટે તૈયાર થાય છે પરતુ દવા કરાવવામાં તો તદન સમજતા નથી કહેવત છે કે, પહેલુ સુખ તે જાતે નર્યા. શરીર સારૂ હોય તો લુગડા, ખાવાનુ ખટરસ ભોજન, હરવા ફરવાનું, બોલવાનું, બેસવાનું, કહેવાનું, સઘળા કર્યે બની શકે છે અને શરીર રોગી હોય, ધન પસા હોય, પણ, રોગથી તેનો વ્યય થતો નથી ઘરમાં બેસી રહેવુ પડે કઇ જવાય નહી અવાય નહી કામકાજ થાય નહી ખવાય નહીં. કદાચ ખાય તો પાચન થાય નહીં નૃત્ય ગાયન મ ભગાય નહીં બહાર જઇ શકાય નહી અને ગમે તેટલા પૈસા ખાતા મળતા હોય તોપણ શું થયું કંઇ ઉપયોગના નથી એક ગરીબ માણસ શરીરનો નિરોગી હોય તો પોતે ધધો ઉદ્યમ કરીને પોતાનો નિર્વાહ ચલાવે છે તથાપી પૈસાદાર રોગી હોય તો તે પૈસા તદન નિરૂપયોગી છે ગામડાના કેટલાક અજ્ઞાત લોકો એવું સમજે છે કે મટશે ઘણુય ગોદાખાતુ નટી જશે એવા કંઇ પૈસા ડાકટરને આપવાના વધારે પડયા નથી કેટલી બધી તેમની મૂર્ખતા છે. ડાકટર કે વૈદ્યો જે પૈસા લે છે તેમાં તે શું વધારે લે છે. દવા આપે ફેરા ખાય અને પોતાના છોકરા કરતાં દરદીની દરકાર તેને વધારે છે તેમાં દેશ છોડી પરદેશવાસી હોય તેમાં તેનુ દવાનું ખરચ જાય.

ખોરાક ખરચ લુગડાં કપડાં બગેરે ૮. થાય તેમાં રોજ દરજી પાસે ૦—૨—૦ લીએ તેમાં તેને આપણે કેટલા પૈસા આપી દઈએ છીએ વળી વીચાર કરોકે એક તાવ આવતો હોય અને ચાર દીવસ કે આઠ દીવસ તાવથી માંદા રહીએ તો સાધારણ મજુરની મજુરી પ્રમાણે હીસાબ ગણતાં આઠ દીવસના ૨—.—૦ થાય ૦—૮—૦ આના રોજ ગણતાં રૂ. ૨—૦—૦ નું નુકશાન છે તેના બદલ બે કે ત્રણ દીવસ દવા પીવી અને ડાકટરને રોજની રૂ. ૦—.—૦ ફી ગણતાં ૦—૧૨—૦ આપવા પડે તો આપણને રૂ. ૧—૪—૦ તો ફાયદોજ છે. આ પ્રમાણે ઘણા માણસો સમજતા નથી તેથી અંતે કેવી મુશ્કેલીઓ ખમવી પડે છે તે નીચેના દાખલા ઉપરથી સમજાશે.

કોઈ એક નાનું ગામડું હતું તેમાં એક ધનાઢ્ય માણસ રહેતો હતો પોતાની પાસે ઘણાજ પૈસા હતા લોકોને વ્યાજે ધીરે ખાંધાં કરે એવો પુથક પૃથક વેપાર કરતો હતો દૈવયોગે એક દીવસ એવું બન્યું કે રાત્રે સુવાને માટે બીછાનું પાથરેલું હતું તેમાં સુતો તેવામાં કુદરતથીજ તેને એકાએક ઉધરસ આવી. ઉધરસ આવતાં આવતાં એવો સપાટો થયો કે તે ઉધરસ લુખી તેથી તેનાથી આખી રાત્રી સુવાણુ નહી સવાર થઈ એટલે આજુ બાજુના પાડોસી લોકો કહેવા લાગ્યા કે ભાઈ આજે તો કઈ આખી રાત્રી ઉધરસ આવી છે જુઓ રોગનું મુળ ખાંસી અને લડાઈનું મુળ હાંસી છે માટે જાળવજો તેનો ઉપચાર કરવો તે લોકોના કહેવાની તેણે કંઈ પણ દરકાર કરી નહી અને ઉલટો બોલવા લાગ્યો કે જુઓ થવાનું છે તે થવાનું છે મારી પાસે હરામના પૈસા નથી કે વૈદ્ય માંગીને આપું રળતાં તો ઘણું જોર આવે છે ડાકટરને શું શીશાનું પાણી ભરી આપવું ને પૈસા મફતના છોડી લેવા

મ્હારે કંઈ દવાબવા ખાવી નથી એની મેળેજ મોદા ખા-
ઈને મટી જશે ઘણી વખત મને એવું થયું છે ને મટી
ગયું છે મારી આખી જીંદગીમાં એક પૈસો પણ વૈદ્યને
આપ્યો નથી વૈદ્યબૈદ્ય બધા જુઠા. પાડોસીઓએ ઘણી સ-
મજુત કરી છતાં માન્યું નહી એમ કરતાં કરતાં એક દી
વસ બે દીવસ ત્રણ દીવસ દીન પ્રતિ ઉધરસનું દ-દ વધ-
વા માંડયું અને ખાટલામાંથી ઉઠવાની પણ તાકાત ર-
હી નહી બધે વાત ફેલાઇ કે ફલાણા ગામમા ફલાણા ભાઈ
બીમાર છે ઘણા માંદા છે ચાલો જોવા જઈએ હવે તે
ગૃહસ્થ માણસ તેથી તેની શરમને લીધે ઘણા માણસો જો-
વા આવે તેતો વાસ્તવીક હતું તેનાં સગાવહાલાં વગેરે પણ
જોવા આવ્યાં તે લોકોએ પણ તેને ઘણું સમજાવ્યો પરં-
તુ કોઈનું કહ્યું તેણે માન્ય કર્યું નહી. દીનપર દીન વ્યાધીનો
જોસ ચઢી ગયો ત્યારે તેને પ્રાનમાં માત્ર પુત્રી હતી તે
રાત્રે તેની પાસે સારવારમાં બેઠેલી હતી તેણે કહ્યું પીતાજી
આપણી પાસે હજારો પૈસાછે તે શું કરવાના છે માટે ગમે
તે ડાકટરને બોલાવાની રજા આપો અને હમને લાગે છે કે
વૈદ્ય વગર વાટ જડે નહીં. ગમે તેટલો ડાહ્યો માણસ હોય
તો પણ બીજાને વાત પૂછવી પડે છે અને આ તમને
ક્ષય રોગ થયો તમે નહી જીવો હાં મારૂં માનો આખી રાત્રી
છોકરીએ માથાફોડ કરી ત્યારે પેલા માણસે હા પાડી તુર-
તજ ડાકટરને બોલાવવામાં આવ્યા ડાકટર આવ્યા તપાસી
દવા આપી ફીના રૂ ૨—૦—૦ આપ્યા ડાકટર સલામ.
દશ પંદર દીવસ દવા ખાધી સાધારણ આરામ થવા આ-
વ્યો એટલે જાણે હવે ડાકટરને પૈસા આપવા પડશે એટલે
ડાકટર સાહેબ તમારી દવાથી મને બીલકુલ આરામ થતો
નથી તમારી દવા સારી નથી ઉલટું મને દરદ વધ્યું ડાકટર

સાહેબ બોલ્યા ભાઇ તમને જ્યારે ખાટલામાંથી ઉઠાતુ નહોતું એવા બીમાર હતા અને હવે હરતા ફરતા થયા તો પણ કહો છો કે મટતું નથી ત્યારે હવે તમને ઉંચામાંઊંચુ જે મીક્શ્ચર છે તે આપવામાં આવે છે છતાં પણ જ્યારે તમો આમ કહોછો ત્યારે ના ઇલાજ. વ્યાધીની દવા કરવું પરંતુ માણસના વિચારોની દવા કરનો નથી ખેર તમારી ધ્યાનમાં આવે તેમ કરો. આટલું બોલી ડાકટર મૌન રહ્યા બાદ તે ગૃહસ્થ દવાખાનામાંથી ચાલતો થયો અને પોતાને ઘેર આવી પોતાની દીકરીને કહેવા લાગ્યા બેટા આજ ખરૂં કામ સાધી દીધું. પેલા ડાકટરનો ફેંસલો કરી દધો. આપણે એક પાઇ પણ આપવી પડશે નહી અને અરધું દરદ મટાડયુ છે હવે સાધારણછે તેનો શું હીસાબ છે કયાય ગોદા ખાતું ખાતું મટી જશે એચાર દીવસ વહી ગયા બાદ પોતાની દીકરીને કહે છે કે બેટા તું તારે ઘેર જા માહારે હવે કંઇ કામ નથી. દીકરી પોતાને ઘેર ગઇ વળી ભાઇ સાહેબને દરદ પલટાવા માંડયું વળી ફરી પેલા ડાકટર પાસે જઇ પહોંચ્યા સાહેબ તમારાથી મને મટયું હતું પણ મેં પુરી દવા કરી નહી અને ફરી દરદ ઉભવ્યું તમારે લેવું હોય તે લ્યો ડાકટર ઘણા વીદ્વાન ડાહ્યા અને અનુભવી હતા તેની લુચ્ચાઇનાં વચનોના શબ્દોની સાથેજ બોલી ઉઠયા કે ભાઇ હવે તે કામ માહારાથી બની શકે તેમ નથી બીજાની પાસે જાઓ વળી ત્યાંથી ગામમાં બીજા દેશી વૈદ્ય પાસે જઇને પોતાની હકીકત કહેવા લાગ્યા વૈદ્યરાજ આજ ફી લાવ્યો નથી દવા આપો હવેને ફેરે સામટા ૨-૦-૦ લેતો આવીશ વેદ્યરાજે પડીકાં બાંધી આપ્યાં કે તુરત ભાઇ સાહેબ ઝપાટી ગયા વળી બીજે ફેરે બીજા પાસે એમ ઘણા વૈદ્યોની મુલાકાત લીધી કુદરત પોતાનુ

કર્તવ્ય છોડતી નથી જેથી કોઇ વૈદ્યની કેવી ધારણા હોય તો કોઇની કેવી ધારણા હોય તે પ્રમાણે વળી કોઇની એવી દવા ખાવામાં આવી કે છાતીમાંથી લોહી ફુટી પડવા માંડયું અને અંતે સ્વર્ગસ્થ સ્થાનમાં વિદાયગીરી લઇ ગયા **અંત્યે સત્ય મેવ જયતે ॥** એ શ્લોક પ્રમાણે છેવટે સત્યનો જય થાય છે માટે કોઇ વખત પોતાની હરામ દાનત રાખી કામ કરવું નહી.

૨—વળી કેટલીક વખત એવું પણ જોવમાં આવે છે કે કેટલાક સ્વાર્થીઓ નાનાં ગામડાંના અંદર પોકારતા સાંભળવામાં આવે છે તે બોલે છે કે કોઇને દવા કરાવવી છે વળી કોઈ બોલાવે વૈદ્યરાજ અહીં આવો શાની દવા કરોછો હું બધાની દવા કરશું ત્યારે મને ધાતુ જાય છે તેની દવા આપશો શું લેશો, ભાઇ દવા મફત આપીએ છીએ હવે મફત દવા કોને ખોટી લાગે ડાકટરો તો પૈસા મફત લેછે એવું લોકો જાણે છે તેના કરતાં આવી મફત દવા મળે તે શું માઠી.

તુરતજ પેલા વૈદ્યરાજે શીશીમાંથી દવા કાઢી જોઓ આતો ખાસ ૫૦૦ પુટની ઉંચી અભ્રક ભસ્મ છે પણ તેની સાથે તમારે લીલનું મુળ, બોડીઆ થોરનુ ફુલ, લીલી મુસળીનું પાન એટલાંવાનાં દુધમાં પીવાં પેલો પૂછે ભાઇ આ ચીજો કયાં મળશે આ સઘળી ચીજો તમને ગાંધીને ત્યાં મળશે અને હમારી પાસેથી લેવી હશે તો હમે આપીશું ત્યારે તો બહુજ સારૂં ભાઇ સાહેબ તમારી પાસેથી આપો ત્યારે તો ઘણું સારૂં હું કયા ખોળવા જઇશ જુઓ ભાઇ તમે કોઇ શહેરમાંથી લાવશો તો તમને ઠીક પડશે અને હમારા પાસેથી લીધેલી મોંઘી પડશે તે સુરત, મુંબાઇ વગર મળતાં નથી આવાં કેટલાક આકર્ષક

વચનો બોલી પેલાને ફુમારાની ફોસેસ કરે ગામડાના ભોળા દીલના લોકો તેના બોલવાના વચનપર ફસાઇ જાય પછી તે કહેશે કે જુઓ આ ખાસ તમારી ખાની ખાતરજ તમને આપુંછું લાવો ચાલો આ ત્રણ જણસોનો રૂ. ૧-૮-૦ આપી દીઓ એટલે પેલો માણસ રૂપીઆ આપે છે વૈદરાજ એ ત્રણ પડીકાં બાંધી આપે છે આવી રીતે ગામમાંથી બે ચાર ભોળા માણસ હાથમાં આવે તો પણ વૈદરાજના હાથમાં તો દીન પ્રતિ ત્રણ ચાર રૂપીઆ પડે હવે દવા ખાવી શરૂ કરે તેમાં તેમનું કાંઇ વળે નહી પછી બોલે મારૂ હાદ્ર મને એક વૈદ છેતરી ગયો હવે પોતાની મેળે તેવા માણસોથી ઠગાય તેની સાવચેતી કરતા નથી અને પેલા ઠગારા જેવા બીજા રખાનીક વૈદ્યોની પણ ખારણા બાંધે છે માટે આવા અગ્ન ઉપચારકો પાસે અગર તેમના સપાટામાં ફસાવું એ એક તદન અણસમજ ભરેલી વાત છે.

શિષ્ય—મહારાજ આંખમાં કહાપી લેપ કરવાની દવા હોય તો તેનો લેપ થાય? આંજવાની હોય તો અંજન થાય પણ અંગ્રેજી દવાઓનાં આંખમાં ટીપાં મુકવાનાં હોય છે હવે તે ટીપાં મુકવાં તે શીશીથી આંખમાં મુકીએ તો દવા બધી ઢળી જાય ત્યારે એ દવાનાં ટીપાં આંખમાં શી રીતે અને શું ઓજારથી મુકવાં.

ગુરૂ—આંખમાં ટીપાં મુકવાની કાચની શીશી આવે છે અને તેને એક રબરની ટોટી લગાડી હોય છે. આ શીશાને અંગ્રેજીમાં આઇડ્રૂપ કહે છે. એ કાચની ભુંગળી શીસીમાં ઘાલી રબરની ઉપરની ટોટી દબાવવી અને પછી મુકી દેવી એટલે દવા ભુંગળામાં ભરાશે પછી તેનાથી આંખમાં દવા મુકવી પણ બઈ જ્યારે તેં આ-

વાત સંભારી ત્યારે હવે હું બીજી પણ થોડી હકીકત તને સમજાવું.

### પીચકારી.

કેટલીક વખત કાન પાકતા દરદીઓ હોય છે તેમાં કાનમાં પરૂ હોય પરથી કાન ભરાઈ ગએલો હોય કાનમાં દવા જઈ શકતી હોય નહી તે વખતે કાચની અગર બીજી કોઈ પણ પીચકારીથી કાન ધોવો જોઈએ. કાન ધોતી વખતે પાણી સાધારણ ગરમ લેવું અને તે પાણીની અંદર Acid Boracic ( એસીડ બોરેસીક ) નાંખવી અને તે પાણીથી કાન ધોવો જોઇએ.

### સુક્ષ્મદર્શક યંત્ર.

સુક્ષ્મદર્શક યંત્રનો કામ આવે છે એ કામથી આંખના ખીલ, મોતીઆ, પડળ આંખે વળેલી છારી, આંખમાં પડેલું ફુલું વગેરે સહેલાઈથી તપાસી જોવાય છે વળી કોઈ કોઈ વખત આંખમાં ઝીણી રેતી યા ઘાસનું તણખલું વખતપર પડે છે અને આંખને ઘણીજ રીતે તપાસવા છતાં હાથ લાગતું નથી તેવે વખતે એ યંત્રનો ઉપયોગ કરવાથી આંખમાં પડેલી ગમે તેવી ઝીણી વસ્તુ પણ જલદી મળી આવે છે અને તુરત આંખ આરામ ઉપર આવે છે.

ગુરૂ—ભાઈ વળી બીજું પણ હું તને કેટલુંક જણાવું છું કોઈપણ દવા શીશીમાંથી કાઢવી હોય તો હાથવતી કાઢવી નહી પણ ચાકુવતી કાઢવી અને મલમ પટાને માટે કાતરનો ઉપયોગ કરવો.

( કાન. )

(B. C ૨)

જો કાન પાકતો હોય તો.

6x

no 12 Silised ( સીલીસીઆ ) કાનને ધોઇ સાફ કરીને કાનમાં દવા ભભરાવવી અગર કાનમાં દવાનાં ટીપાં નાખવાં.

શિષ્ય— શામાટે પરહેજી પાળવી.

ગુરૂ—તેલ મરચુ હીંગ આમલી ઇ૦ ની પરહેજી રાખવી પણ તે ક્યાં સુધી કે જ્યાં સુધી દવા ખાવાની ચાલતી હોય ત્યાં સુધી અને દવા ખાવાની બંધ કરી એટલે પરહેજી રાખવાની જરૂર નથી. કેટલાક એમ ધારે છે કે પરહેજી પાળવી એતો મુખ્યજ છે અને તેનાથી કોઇપણ વખત વ્યાધી થતો નથી દવા ખાઇએ તેના ફાયદા કરતાં પહેલો ફાયદો પરહેજી કરેછે કેટલાકતો વળી જીંદગી સુધી મીઠું ખાતા નથી તો કેટલાક ખટાસ ખાતા નથી તો વળી કેટલાક હીંગ ખાતા નથી વળી ને કેટલાક આખી જીંદગી સુધી સોપારીને પણ અડકતા નથી આવું જે લોકો સમજે છે તે કેટલેક અંશે સત્ય ભાસતું નથી તેનું કારણ એક મહાન વિદ્વાન વેત્તા ડકટર સુસ્લર પોતે જણાવે છે કે માણસનું આખુ શરીર બાર ક્ષારોથી બંધાએલું છે તેમાં કોઇ ક્ષાર ન્યુન થાય ને કોઇ ક્ષાર અધીક થાય તેથી વ્યાધી થવાનું કારણ છે હવે તેલ, મરચુ હીંગ આમલી ખાવાનું એવું પ્રયોજન છે કે તેઓ પણ શરીરમાંના કેટલાક ક્ષારો પુરા પાડે છે અને કેટલાક વધારેલા ક્ષારને ઘટાડે છે તો કેટલાક ઘટાડેલાને વધારે છે માટે દરેકને કઇ આખી જીંદગી પરહેજી રાખવી એવું તો છે જ નહી. વળી કેટલાક એવું ધારે છે કે.

દોહરો.

દુધ સાકરને એલચી, વરીયાળીને દ્રાક્ષ;<br>
જો શરીરનો ખપ કરે, તો પાંચે વસ્તુ રાખ.

એટ'દરમાં આ કહેવત ખરી છે કે માણુસ જન્' છે ત્યારથીજ તેનો કુદરતી ખોરાક દુધ છે તો પછી બધાં ના કરતાં હમેશાં દુધ પીવું વધારે સારૂં છે. ઠીક જ્યા આ પ્રમાણે હમેશાં કુદરતી નીયમોનું અવલોકન કરોછે ત્યારે કુદરતના બીજા કાયદા કેમ પાળતા નથી ફાવતો કા યદો પાળવો અને નહી ફાવતો ફેંકી દેવો એક તરફ્ હમેશાં વિશયાશક્ત રહેવું એ કાયદાનું ઉલંઘન છે અ' બીજી બાજુ દુધને પીવું જારી રાખવું ને પરહેજી પાળ્ય જવી તેથી તમોને વ્યાધી નહી થાય ? નાના થશેજ. નિ યમો પાળવાની તમને માહીતગારી નથી એક છોકગને અ વતર્યો ત્યારથી તેના બાપે દુધ ને સાકર દરરોજ ઉકાળી ઉકા દીવસમાં ત્રણુ ત્રણુ વખત પાવા માંડ્યું તેવી રીતે તે છો કરો પંદર વરસનો થયો ત્યાં સુધી પાયા કર્યું તેથી તે' પરીણામે ક્ષય રોગ થયો તે છોકરાને મટીતો ગયું પ‍ તેવા સેવનથી વ્યાધી તો થયો માટે પથ્ય પાળ વાની જરૂર છે તેની સાથે પથ્ય પાળવી તે નકામ પણુ છે.

શિષ્ય—ધાતુઓની ભસ્મો ફાયદો નહી કરતી હો‍ તેનું શું કારણુ ?

ગુરૂ—ભાઇ તે આપણી સમજ ફેર. અગાઉ આપણે બતાવી ગયા તે ડાકટર સુસ્લરના અભિપ્રાય મુજબ શરી રમાં વ્યાધી થવાનું કારણુ ક્ષારની ન્યુનાધીકતા, તું ત પાસ કરકે એક કલાઇ કેટલી જાતની વનસ્પતીમાં મર જાય છે. આમલીની ખરવડ, અજમો, ભાંગ, મઠી, પીપ ળાની ખરવડ ઇ૦ માં ભસ્મ થાય છે. આપણે જાણુ જોઇએ કે આમલી, પીપળો, અજમો, મઠી, ભાંગ ઇ૦

માંથી પેશી કલાઇ કયો ક્ષાર ગૃહણ કરી મરી જાય છે જેમાં એટલે જે વનસ્પતિમાં તે મરી તેણે જુદી જુદી જાતના ક્ષારો ગ્રહણ કર્યા હવે દરદીના શરીરમાં અમુક કયો ક્ષાર કમી થયો કે વધ્યો અને આ વનસ્પતીથી બારેકી કલાઇ તેજ ખુટેલો ક્ષાર પુરો પાડે છે કે કેમ અગર વધેલા ક્ષારને કયો ક્ષાર ઘટાડે છે તે અવિદ્વતાથી જાણી શકાય નહી બારેજ તે ધાતુઓ કેટલીક વખત ફાયદો કરતી નથી તો તે સરવેની બરાબર તપાસ કરવી અને દવા આપવી તેથી આરામ થયા સીવાય રહેશેજ નહી. જેટલાં જીવન તત્વો ધાતુઓમાં રહેલાં છે તેટલાંજ જીવન તત્વો વનસ્પતિઓમાં હોય તેમ ભાસતું નથી. સાધારણ એકજ દાખલો.

શિષ્ય—જીવન તત્વો શામાં રહેલાં છે.

ગુરૂ—હાઇએ હીરણ્ય ગર્ભની માત્રા બંધાય છે. તે માત્રામાં ફક્ત પારા ગંધકથી તાંબુ મારવામાં આવે છે અને તે તામ્ર ભસ્મ પ્રવાલ મોતી સોનું કસ્તુરી એટલુંજ એકત્ર કરી તેને ગંધકમાં પકાવેથી માત્રા થાયછે જ્યારે માણસ છેલ્લી હેડકીમાં હોય છે અને મરણ પથારી ઉપર સુતેલો છે તે વખતે તે દરદીને હીરણ્ય ગર્ભની માત્રા ઘસીને પાવાથી એકદમ સાવધ થઇ જવાબ આપે છે ને કોઇ કોઇ બચી પણ જાય છે તેવે વખતે બીજી સઘળી દવાઓ નિષ્ફળ જાય છે. ત્યારે આ દવા પાવાથી કામ શીધ્ર થાય છે આટલાજ દાખલા ઉપરથી સાધારણ સમજાઇ આવે છે કે આ માત્રામાં જીવન તત્વો રહેલાં હોય છે ત્યારે માત્રામાં જીવન તત્વો રહેલાં હોય છે તો તે તત્વો પેલી બનાવેલી ધાતુઓમાં રહેલાં છે એમ સ્પષ્ટપણે જણાય છે. તેથી

દરેક માણુસને દવા આપવી પણ તેનો વીચાર કરીને આપવામાં આવે તો જરૂર ફાયદો થયા સીવાય રહેતોજ નથી એતો ખુલ્લુંજ છે.

## બરોળ ( સ્લીહ )

આ બરોળનો વ્યાધી કેટલાક માણુસોને થએલો જોવામાં આવે છે. તાવ આવવાથી કેટલાક પુષ્કળ પાણી પીધી કરે છે તેથી અગર કેટલાકને પીતકર કફકર ઈ૦ પદાર્થોનું અનીયમીત સેવન કરવાથી અગર કેટલીક વખત ઘણા દીવસ તાવ આવે છે ને તાવ જતો રહે ત્યારબાદ જુલાબ નહી લેવાથી અત્યંત કસરતથી અસંત મૈથુનથી ટાઇમ બે ટાઇમ જમવાથી વગેરે કેટલાંક કારણોથી આ વ્યાધી ઊત્પન્ન થાય છે વળી સ્ત્રીઓને પણ આ વ્યાધી થએલા હોય છે તેમને પણ કેટલાંક ઉપર બતાવેલાં કારણોથી અગર બીલકુલ અટકાવ ( રજસ્વલાપણું ) નહીં આવવાથી તે દરદ થવાનો સંભવ છે બરોળને માટે નીચે મુજબ ક્રીયાઓ કરવી.

(N. I)

અગાઊ બતાવ્યા પ્રમાણે શંખ ભસ્મ કરવી તે શંખ ભસ્મ અને લીંબુનો રસ બંનેને મેળવી સવાર સાંજ પીવું.

### અગર.

કાંડીઓ શેર ૦। અને લીંબુનો રસ શેર ૧ એક શીશાની અંદર ભરવું શીશાનું મોઢું બંધ કરી તેને એક કોદરાની કોઠીમાં લટવો. માસ ૧ રહેવા દેવો ત્યારબાદ તેને કહાડવું પછી તેને દરરોજ પીવું. માત્રા ૩૦ ટીપાં. દીવસમાં ત્રણ વખત.

અગર.

આકડો આંબળી થુવર હુંપેડી ખરસાણી પીલુડો તેમના ક્ષારો કાઢવા અને શોધેલા પંચ ક્ષારો તે સરવેને સરખે વજને મેળવી મધ સાથે સેવન કરવું.



શાન્તી થાય કલેશ મટે.

| | | | |
|---|---|---|---|
| ૭૭ | ૮૪ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૮૨ | ૮૦ |
| ૭૩ | ૫૮ | ૯ | ૧ |
| ૪ | ૫ | ૭૧ | ૮૨ |

રવીવારે લખી દાણામાં નાખેતો દાણા થલે નહીં.

| | | | |
|---|---|---|---|
| ૬૮ | ૭૫ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૭૨ | ૭૧ |
| ૭૪ | ૬૯ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૭૦ | ૭૩ |

બાળક રડતુ રહે.

| | | | |
|---|---|---|---|
| ૧૭ | ૨૪ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૨૧ | ૨૦ |
| ૨૩ | ૧૮ | ૮ | ૧ |
| ૫ | ૬ | ૧૯ | ૨૨ |

રવીવારે લખી સ્ત્રીને કોટે બાધેતો સ્ત્રી સાસરે રહે.

| | | | |
|---|---|---|---|
| ह्रँर्मु | ह्रँर्मु | ह्रँर्मु | ह्रँर्मु |
| ह्रँर्मु | ह्रँर्मु | ह्रँर्मु | ह्रँर्मु |
| ह्रँर्मु | ह्रँर्मु | ह्रँर्मु | ह्रँर्मु |
| ह्रँर्मु | ह्रँर्मु | ह्रँर्मु | ह्रँर्मु |

# જાહેર ખબર.

## ભસ્મો.

| નામ. | તો. ૧ ની કીમત. |
|---|---|
| | રૂ—આ—પા. |
| તામ્ર ભસ્મ. | ૪—૦—૦ |
| બંગ ભસ્મ. | ૪—૦—૦ |
| લોહ ભસ્મ. | ૨—૦—૦ |
| પ્રવાલ ભસ્મ. | ૪—૮—૦ |
| છીપની ભસ્મ. | ૨—૦—૦ |
| શંખ ભસ્મ. | ૦—૮—૦ |
| કોડી ભસ્મ. | ૦—૮—૦ |
| ખરપર. | ૦—૮—૦ |

તે શીવાય દરેક જાતની ભસ્મો અમારી પાસેથી મળશે.

## વટીઓ.

| | |
|---|---|
| લઘુવસંતમાલિની. | ૨—૦—૦ |
| સુવર્ણ વસંતમાલિની. | ૧૭—૮—૦ |
| બૃહત—સુવર્ણ વસંતમાલિની | |
| મહાજ્વરાંકુશ. | ૪—૦—૦ |

લવણભાસ્કર ચૂર્ણ હીંગાષ્ટક ચૂર્ણ વગેરે વગેરે દરેક જાતની દેશી અંગ્રેજી હોમીઓપાથી બાયોકેમીસ્ટ્રીની તેમજ છોકરાંને પીવાની શીશીઓ વગેરે સરવે દવાઓ હ-મારે ત્યાંથી મળી શકશે.

## જુલાબની ગોળીઓ.

હમારી જુલાબની ગોળીઓ એવીછે કે તેનાથી એક મહીનાના બચ્ચાથી માંડીને વૃદ્ધ સુધીનાને નબળા બાંધા વાળાને પુરૂષ કે સ્ત્રીને દરેકને માફક આવેછે. કોઈ માણસને બીલકુલ નુકશાન થતું નથી. અને જુલાબ સારો આવેછે એવો ઊત્તમ રીતે બનાવવામાં આવેલો છે ગોળી નંગ ૪ ની કીમત રૂ ૦—૦—૩ ઘણા માણસો હમારી પાસેથી લઈ જાય છે.

## સ્ત્રીઓને માટે ખાસ.

સ્ત્રીઓનાં દરેક જાતનાં દરદો જેવાં કે પ્રદર, ઘણા જુના વખતથી આવતો તાવ શરીરનું સુકાવું હાડજ્વર જીર્ણજ્વર હમેશાં રહેવો ધાતુશ્રાવ ઊધરસ ખાંસી દમ વાયુનાં દરદો વગેરે ઉપર આ હમારી દવા અકશીર છે ફાયદો નહી થાય તો ઓડધના પૈસા પાછા આપીશું. આ દવા સંબંધી હમારી પાસે ઘણાં સરટીફીકેટો છે. મરદોને ધાતુક્ષય ક્ષય હમેશાં શરીરમાં રહે તો તાવ ઉધરસ વગેરે ઉપર પણ સારી અસર કરે છે હમો સરવેને ખાસ ભલામણ કરીએ છીએ તો હમારી મુલાકાત લેવા ચુકશો નહી. કીમત પડીકાં ૨૧ ની પડીઓના રૂપીઆ ૧૦—૦—૦ પોષ્ટેજ વી. પી. જુદું.

## પ્રવાલ અને લોહભસ્મ.

હમારી દરેક ભસ્મોમાં પ્રવાલ અને લોહભસ્મ એવી રીતે બનાવવામાં આવી છે કે લોહભસ્મ તદન ચંદ્ર સૂર્ય સંયોગી પુટીછે તે ભસ્મને પુટ નંગ ૮૦૦ જુદી જુદી રીતો-

ના ચઢાવેલાછે. પાંડુરોગ કમળો પ્રમેહ વાયુ ચકરી વાયુ ધાતુની ક્ષીણતા અને પીત્તનાં થએલાં તમામ દરદો સારાં કરે છે. આંખે પીત્તથી ઝાંખ વળતી હશે તો તે પણ મટી જાય છે મંગાવી ખાત્રી કરો. પ્રવાળને પણ ઊત્તમ રીતે સારા પુટો આપી બનાવવામાં આવીછે. કીમત બંને ભસ્મોના તોલા એકના રૂ. ૪—૦—૦ છે.

શંકરલાલ પી. ત્રીપાઠી.
મુ. પંડાળી.



